શ્રી

# નમસ્કાર મહાત્મ્ય.

અને

# કૂર્માપુત્ર ચરિત્ર.

બંને લઘુ ગ્રંથનું ગુજરાતી ભાષાંતર.

જૈન બંધુઓને પરમ ઉપકારક જાણી છપાવી પ્રસિદ્ધ કરનાર

શ્રી જૈન ધર્મ પ્રસારક સભા.

ભાવનગર.

આવૃત્તિ બીજી

વીર સંવત ૨૪૪૯ — વિક્રમ સં. ૧૯૭૯

ભાવનગર.–ધી " શારદાવિજય " પ્રીન્ટીંગ પ્રેસમાં
શા. મટુલાલ લશ્કરભાઇએ છાપ્યું.



# ખાસ સૂચના



આ આવૃત્તિની ૫૦૦ નકલ આ સભાના પ્રમુખ શા. કુંવરજી આણંદજીએ તેમની ધર્મપત્ની બાઇ રૂપાળીના શ્રેયાર્થે રાખેલી છે. અને તે સાધુ સાધ્વીઓને, સંસ્થાઓને તેમજ અન્ય યોગ્ય જીવોને અમારી મારફત ભેટ આપવાની છે. મંગાવનારે પોસ્ટેજનો એક આનો મોકલવો.

બાઈ રૂપાળીના શ્રેયાર્થે પ્રથમ ૬ બુકો બહાર પડેલ છે.

૧ શ્રી તત્ત્વામૃત ગ્રંથનું ભાષાંત્તર.
૨ શ્રી નવપદની અનાનુપૂર્વી.
૩ શ્રી તીર્થંકરોની નામાવળી.
૪ શ્રી આઠ દૃષ્ટિની સઝાય સાર્થ વિગેરે
૫ શ્રી વીતરાગ સ્તોત્ર અનુવાદ અર્થ સહિત વિગેરે
૬ શ્રી સૂક્ત મુક્તાવળી, હિતશિક્ષા છત્રીશી વિગેરે

બાઇ રૂપાળી સ્મરણ-માળાનો આ સાતમો મણકો છે.





# પ્રસ્તાવના.

આ નાની સરખી બુકમાં બે ગ્રંથોનો સમાવેશ કરવામાં આવ્યો છે. બંને ઘણાંજ ઉપયોગી અને ઉપકારક છે. અસલ સંસ્કૃત ને માગધીમાં હોવાથી તે ભાષાના અનભિજ્ઞ બંધુઓને તેનો લાભ મળી શકે નહીં અને તેવો વર્ગ બહોળી સંખ્યામાં હોવાથી ભાષાંતર કરાવીને પ્રસિદ્ધ કરવામાં આવેલ છે.

૧ **નમસ્કાર માહાત્મ્ય**—આ ગ્રંથ **શ્રી સિદ્ધસેન આચાર્ય** કૃત છે. તેનું ભાષાંતર ઉપયોગી જાણીને પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. તેની અંદર ૮ પ્રકાશ છે. પ્રારંભના પાંચ પ્રકાશમાં ક્રમસર અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ મુનિરાજરૂપ પંચ પરમેષ્ઠીના સ્વરૂપનું બહુ સારી રીતે વર્ણન કરેલું છે. ૬ ઠ્ઠા પ્રકાશમાં નવકારના પાછળના ૪ પદ કે જે તેનું ફળ સૂચવનારા છે, એ ૪ પદનું સવિસ્તર વર્ણન છે. ૭ મા પ્રકાશમાં અરિહંતના શરણની યાચના કરીને તેનું બહુ વિસ્તારથી સ્વરૂપ વર્ણવ્યું છે. પહેલા પ્રકાશની અને ૭ મા પ્રકાશની વર્ણન શૈલી તદન જુદીજ છે. ૮ મા પ્રકાશમાં સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુઓ અને જૈનધર્મનું શરણ ઇચ્છીને તેનું કેટલુંક વર્ણન આપ્યું છે.

આ નમસ્કાર મહામંત્ર છે, ચૌદ પૂર્વનો સાર છે, તેના આરાધનથી, જાપથી, સ્મરણથી અનંત જીવો સંસારનો પાર પામી ગયા છે. એ મહામંત્રનું માહાત્મ્ય સૂચવનાર આ ગ્રંથ લઘુ છતાં પણ બહુજ ઉપકારક અને ઉપયોગી છે. ભાવપૂર્વક અને લક્ષ્યપૂર્વક આ ભાષાંતર વાંચવાથી અવશ્ય આત્મા નિર્મળ થાય તેમ છે. આ ગ્રંથ પંડિત હીરાલાલ હંસરાજે જામનગરમાં છપાવેલો છે. તેમાંથી

કેટલીક અશુદ્ધિ દૂર કરીને આ ભાષાંતર કરાવવામાં આવ્યું છે.

**કૂર્માપુત્ર ચરિત્ર**—આ લઘુ ચરિત્ર મૂળ પ્રાકૃત ભાષામાં છે. તે સંસ્કૃત છાયા સાથે શ્રી બનારસ ગ્રંથપ્રસિદ્ધિ ખાતા તરફથી છપાઇને આવેલ છે. તે ચરિત્ર લઘુ છતાં પણ ઉપકારક જણાવાથી તેનું ભાષાંતર કરાવીને તેનો લાભ આપવામાં આવ્યો છે. મૂળ ચરિત્ર શ્રી **જિનમાણિક્યસૂરિનું** રચેલું છે. તેઓ શ્રી હેમવિમળસૂરિના શિષ્ય હતા, એટલું અંતિમ લખાણ ઉપરથી સમજાય છે. ઉપરાંત તેઓ ક્યારે થયા? કયા સમુદાયમાં થયા? તેમણે બીજી શું રચના કરી છે? તે કાંઇ જાણવામાં આવ્યું નથી.

આ ચોવીશીમાં ગૃહસ્થાવાસમાં કેવળજ્ઞાન પામેલા અને જાહેરમાં આવેલા આ એકજ મહાત્મા છે. તેમના પૂર્વભવનું વર્ણન પણ આ ચરિત્રમાં આપેલું છે. ચરિત્ર રસિક હોવા સાથે ઉપદેશક છે. એ ચરિત્રમાંથી રસજ્ઞ પુરૂષો અનેક પ્રકારના રસનું આકર્ષણ કરી શકે તેમ છે.

ઉપર પ્રમાણે બંને ગ્રંથો બહુજ હિતકારક છે. તે લક્ષ્યપૂર્વક વાંચવાની સર્વને ખાસ પ્રેરણા કરવામાં આવે છે. ખરી રીતે આવા ગ્રંથો વારંવાર વાંચવા યોગ્ય છે. આટલી હકીકત સૂચવી આ લઘુ ગ્રંથની લઘુ પ્રસ્તાવના સમાપ્ત કરવામાં આવે છે.

આ બંને ગ્રંથનું ભાષાંતર પ્રથમ જૈન ધર્મ પ્રકાશ પુ. ૩૫-૩૬ની ભેટ તરીકે છપાવીને આપેલું હતું. તેની આ બીજી આવૃત્તિ છે. પ્રથમ છપાયેલમાં કેટલોક જરૂરી સુધારો કરવામાં આવ્યો છે.

સંવત ૧૯૭૯ } શ્રી જૈન ધર્મ પ્રસારક સભા.
વૈશાખવદિ-૫ } ભાવનગર.



# नमस्कार माहात्म्य.

ત્રણ જગતના ગુરૂ અને કલ્પવૃક્ષરૂપ તથા મુક્તિરૂપી સ્રીના અદ્વિતીય કામુક શ્રીઋષભદેવ સ્વામીને નમસ્કાર થાઓ. જે તપ અને જ્ઞાનરૂપી ધનના સ્વામી છે, જેના ચરણકમળને ઇંદ્રો નમસ્કાર કરે છે અને જે [1]સિદ્ધસેનના નાથ છે તે શ્રી શાંતિનાથ સ્વામીને નમસ્કાર થાઓ. શ્રીસુવ્રત સ્વામીને, અનંતનાથને તથા અરિષ્ટનેમિ સ્વામીને નમસ્કાર થાઓ. શ્રીમાન્ પાર્શ્વનાથ સ્વામીને, મહાવીર સ્વામીને અને બીજા સર્વ જિનેશ્વરોને નમસ્કાર થાઓ. અચ્છુપ્તા, અંબિકા. બ્રાહ્મી, પદ્માવતી અને અંગિરા વિગેરે દેવીઓ કે જે માતા તરીકે ગણાય છે તેઓ મને પુરૂષાર્થની પરંપરા આપો. પુણ્યરૂપી શરીરને ઉત્પન્ન કરનારી, પાળનારી અને શુદ્ધિ કરનારી તથા હંસરૂપ જીવને વિશ્રામ લેવા માટે કમળ સમાન પંચપરમેષ્ઠિની નમસ્કૃતિ ( નમસ્કાર ) સદા જયવંત વર્તો. આ ચાર ગતિરૂપ સંસાર જો કે કટુક છે, તો પણ મને જન્મ (મનુષ્ય ભવ) અને સ્થિતિ ( દીર્ઘ આયુષ ) આપવાથી મારે તો માન્ય કરવા લાયક છે; કેમકે તે જન્મ અને સ્થિતિના આશ્રય-

---

૧ સિદ્ધ જીવોની સેનાના તથા સિદ્ધસેન સૂરિના આ બે અર્થ થઈ શકે છે.

થીજ મને જિનેશ્વરનું શાસન (જૈનધર્મ) પ્રાપ્ત થયેલ છે.

શ્રીજિનશાસનરૂપી મનુષ્ય ક્ષેત્ર (અઢીદ્વીપ) ને વિષે પાંચ મેરૂ સમાન અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સર્વ સાધુઓને નમસ્કાર હો. જે ભવ્યપ્રાણીઓ **"नमो अरिहंताणं, नमो सिद्धाणं, नमो आयरियाणं, नमो उवज्झायाणं, नमो लोए सव्वसाहूणं."** આ પાંચ પદોનું ભાવપૂર્વક સ્મરણ કરે છે, તેઓને ભવભ્રમણ ક્યાંથી હોય ? સાક્ષાત્ તીર્થંકરની વાણીના પાંત્રીશ અતિશયો હોય એવા આ પંચપરમેષ્ઠિ નમસ્કારના પાંચ પદના પાંત્રીશ અક્ષરો તમને લક્ષ્મી (મોક્ષલક્ષ્મી) ની પ્રાપ્તિને માટે થાઓ. આદિ અંત રહિત તે પંચપરમેષ્ઠિના ત્રણ લોકને પવિત્ર કરનાર શ્લોકો ( સ્તુતિ )વડે સિદ્ધસેનની વાણી પોતાના આત્માની શુધ્ધિ કરે છે.

જેઓએ અરિહંતનું શરણ કર્યું હોય છે, તેમને નરનાથ-રાજાઓ વશવર્તી થાય છે, દેવેંદ્રો તેમને નમસ્કાર કરે છે તથા તેઓને સર્પાદિકથી ભય થતો નથી. જે ભવ્ય પ્રાણી અરિહંતને પૂજે છે, તેનાપર મોહ રાજા દ્રોહ કરતો નથી, તે નિરંતર હર્ષ પામે છે અને શીઘ્રપણે મોક્ષમાં જાય છે. તેને કેવળજ્ઞાનીઓ પ્રદક્ષિણા કરવાવડે અર્ચે છે, પૂજે છે. તે અનંત ગુણ અને રૂપ-વાળા અરિહંતના માહાત્મ્યને કોણ જાણે છે ? રાગદ્વેષાદિક રિપુઓ (શત્રુઓ) કે જેમણે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર વિગેરે દેવોને અત્યંત વિડંબના પમાડી છે, તે શત્રુઓને એક જિનેશ્વરેજ હણ્યા છે. જીવ અને કર્મ ક્ષીરનીરની જેમ નિરંતર મળેલા છે, તેમનું હંસની જેમ જે વિવેચન કરે છે (જુદાપણું સમજે છે)

તે એક જિનેશ્વર ભગવાનજ છે. स्मृ (સંભારવું) અને ध्यै (ધ્યાન કરવું ) એ જોડાક્ષરવાળા ધાતુઓના અક્ષરો જેમ સ્વભાવથીજ જોડાયેલા છે તે પ્રમાણે જીવ અને કર્મ પણ સ્વભાવથીજ જોડાયેલા-મળેલા છે. તેમના સંયોગને બીજા મહાત્માઓ પણ જાણી શકતા નથી. બીજ અને અંકુરાની જેમ તથા કૂકડી અને તેના ઈંડાની જેમ જીવ અને કર્મ અનાદિ કાળથી પરસ્પર મળેલા છે. તેમાં અમુક પ્રથમ છે અને અમુક પછી છે એવું પૂર્વાપરપણું સર્વથા પ્રકારે છેજ નહીં. જેઓ પ્રાણીઓને કર્મરૂપ પાશથી તાયી-રક્ષણ કરનારા છે, જેઓ ભવસમુદ્રમાં ડુબતા પ્રાણીઓને તારનારા છે અને જેઓ તત્ત્વજ્ઞાનીઓના સ્વામી છે તે જિનેશ્વરોનું અમે ધ્યાન કરીએ છીએ. ત્રણ રેખાવાળો અને માથે અનુસ્વારવાળો णंकार અક્ષર એવું બતાવે છે કે જેનો આત્મા જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ ત્રણ તત્ત્વોથી પવિત્ર થયેલો હોય તે મોક્ષપદને પામે છે. માથું બાંધેલો સરલ સીધી ત્રણ રેખાવાળો અને મસ્તકપર અનુસ્વારવાળો णं એવો અક્ષર જે પુરૂષ હમેશાં બોલે છે, તે પુરૂષ ત્રણે કાળ મન, વચન અને કાયાની શુદ્ધિવડે સરલ થઇને ત્રણ ભુવનના મુગટરૂપ થાય છે-મોક્ષ પામે છે. સાત ક્ષેત્રની જેમ સફળ અને સાત ક્ષેત્રની જેવા શાશ્વત આ પ્રથમ પદના સાત અક્ષરો **नमो अरिहंताणं** મારા સાત ભયોનો નાશ કરો.

ઇતિ શ્રીસિદ્ધસેન આચાર્યે રચેલા નમસ્કાર માહાત્મ્યને વિષે
પ્રથમ પ્રકાશ સંપૂર્ણ.



# પ્રકાશ બીજો.

જે સ્થાને સિધ્ધના જીવો રહેલા છે ત્યાં તે સિધ્ધોને જન્મ નથી, મરણ નથી, ભય નથી, પરાભવ નથી તથા કલેશનો લેશ પણ નથી. મોચાના (કેળના) સ્તંભની જેમ સર્વથા પ્રકારે સારરહિત આ સંસાર ક્યાં અને લોકના અગ્ર ભાગે રહેલા લોકના સારભૂત સિદ્ધ જીવોનો વૈભવ ક્યાં ? જેઓ લોકમાં સિત (ઉજવલ) ધર્મવાળા છે, શુકલ લેશ્યાવાળા છે, શુકલ ધ્યાનવાળા છે, મોક્ષપદરૂપ ઉજ્વળ આશ્રયવાળા છે અને નિર્મળ કીર્ત્તિવાળા છે, તે સિધ્ધો અમોને સિધ્ધિ આપનાર થાઓ. **સિદ્ધાણં** એ શબ્દમાં **દ્ધા** અક્ષર હોવાથી સત્પુરૂષોને સ્વર્ગ અને મોક્ષનું દાન[1] કરવામાં ( આપવામાં ) તથા દુર્ગતિમાં પડતા સત્પુરૂષોને [2]ધારણ કરવામાં ( ન પડવા દેવામાં ) સિધ્ધોની એકી વખતે જ શક્તિ છે એમ હું માનું છું. [3] અથવા આ બે અક્ષરવાળા સિદ્ધ શબ્દમાં ' દ્ધ ' એ બે અક્ષરનો યોગ [4] છે, તેથી તે સત્પુરૂષોને યોગથી [5] ઉત્પન્ન થનારૂં મોક્ષરૂપી ફળ આપવાનું કહે છે. જ્ઞાન અને ક્રિયા એ બેનો પરસ્પર યોગ (સંબંધ) કોઈ અપૂર્વ છે, કેમકે તે સ્ત્રી પુરૂષના યોગની જેમ પરમાત્માથી ઉત્પન્ન થયેલા આનંદને ઉત્પન્ન કરે છે. પુરૂષનું ભાગ્ય પાંગળું–પંગુ જેવું છે અને ઉદ્યમ એ અંધ જેવો.

---

૧–૨ દા અને ધા ધાતુને એકત્ર કરી દ્ધા અક્ષર બનાવ્યો છે, ૩ અહીંથી આરંભીને ણંકારનું વર્ણન આવે ત્યાં સુધી દ્ધા એ જોડાક્ષર હોવાથી તેને અનુસરતું વર્ણન કર્યું છે. ૪ સંબંધ–જોડાક્ષર ૫ મન વચન અને કાયાના યોગથી અથવા યોગસમાધિથી.

છે, તેથી કરીને જેમ આંધળા અને પાંગળાનો યોગ થવાથી ગમનક્રિયાની સિદ્ધિ થાય છે, તેમ જ્ઞાન અને ક્રિયાનો યોગ થવાથી મોક્ષપદની સિદ્ધિ થાય છે. ખડ્ગ અને ઢાલની જેવા જ્ઞાન અને ચારિત્ર એ બેને ધારણ કરનાર વીરપુરૂષ સમકિતરૂપી બખ્તરને ધારણ કરી સંસારરૂપી રણસંગ્રામમાં જય પામે છે. જેમ પક્ષીને પોતાની બે પાંખો વાંચ્છિત સ્થાને પહોંચાડે છે. તેમ નિશ્ચળ અને વિસ્તારવાળા શ્રેષ્ઠ તપ અને શમ એ બે મળીને પ્રાણીને ઇચ્છિત સ્થાને પહોંચાડે છે. ધુરંધર બળદની જેમ ઉત્સર્ગ અને અપવાદ એ બન્ને મળીને શીલાંગરૂપી રથ ઉપર આરૂઢ થયેલા પ્રાણીને ક્ષણવારમાં મોક્ષપુરી પમાડે છે. નિશ્ચય અને વ્યવહાર એ બે આ લોક તથા પરલોકમાં નિરંતર ઉદ્યોત કરવા માટે સૂર્ય અને ચંદ્રની જેમ જાગૃત છે. મનની શુદ્ધિ એ આભ્યંતર તત્ત્વ છે અને સંયમ એ બાહ્ય તત્ત્વ છે, તે બન્નેનો યોગ થવાથી મોક્ષની પ્રાપ્તિ છે. તેથી કરીને હે આત્મા ! તે બન્નેનું તું સેવન કર. જેમ એક ચક્રવડે રથ ચાલતો નથી. અને એક પાંખવડે પક્ષી ઉડી શકતો નથી, જેમ દશકની અંદર નવ સુધીની સર્વ સંખ્યાનો સમાવેશ થઈ જાય છે, તેજ પ્રમાણે અનેકાંત પક્ષરૂપી સમુદ્રમાં નદીઓની જેમ સર્વ એકાંત પક્ષોનો સમાવેશ થઇ જાય છે, પરંતુ તુચ્છ એટલે અલ્પ વિષયવાળા એકાંત પક્ષમાં અનેકાંત પક્ષની સંપદાઓનો સમાવેશ થઈ શકતો નથી, કેમકે દરિદ્રીના ઘરમાં ચક્રવર્તીની સમૃદ્ધિઓનો સમાવેશ થઈ શકતો નથી. કદાચ કોઈ ઠેકાણે એકાંત પક્ષનો આભાસ જણાતો હોય તો તે અનેકાંત પક્ષથીજ ઉત્પન્ન થયેલો છે એમ જાણવું. કેમકે વાટ, તેલ અને પાત્ર ( કોડીયાં ) વિગેરે સામગ્રીનો સંયોગ થવાથી જ દીપક ઉત્પન્ન થાય છે. સત્ત્વ અને

અસત્ત્વ, નિત્ય અને અનિત્ય તથા ધર્મ અને અધર્મ એ વિગેરે ગુણો બધે મળેલા છે; તેજ સત્પુરૂષોને કાર્યની સિધ્ધિ બતાવી આપે છે. તેથી કરીને હે ભવ્ય જીવો! જો સિધ્ધિપદની ઇચ્છા હોય તો બુધ્ધિના આઠ ગુણરૂપી મંત્રનો જાપ કરી એકાંત પક્ષ ગ્રહણ કરવાનો કદાગ્રહ છોડી દઇને તત્ત્વને માટેજ યત્ન કરો. ત્રણ રેખાવાળો અને માથે અનુસ્વારવાળો ણંકાર અહીં એવું દેખાડે છે કે જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ ત્રણ રત્નવાળો આત્મા શૂન્ય સ્વભાવને—મોક્ષને પામે છે. શુભ તથા અશુભ સર્વ કર્મનો ક્ષય થવાથી આત્માનું જે ચૈતન્યસ્વરૂપ મોક્ષસ્થાનમાં ભાસે છે, તેજ શૂન્ય સ્વભાવપણું કહેવાય છે. ઔદારિકાદિક પાંચે શરીરનો નાશ કરનાર અને મોક્ષરૂપી પાંચમી ગતિને આપનાર આ પાંચે અક્ષરો **नमो सिध्धाणं** તમારૂં પંચત્વ (મરણ) વિગેરેના પ્રપંચથી એટલે જન્મ જરા મરણાદિ આ સંસારના સ્વભાવથી રક્ષણ કરો.

ઇતિ દ્વિતીય પ્રકાશ.

---

# પ્રકાશ ત્રીજો.

---

જેઓએ આચાર્યના ચરણકમળનો આશ્રય કર્યો હોય છે તે પ્રાણીઓને વિષે તમોગુણ હોતો નથી, અને બાહ્ય મુખવાળો સત્ત્વગુણ પણ હોતો નથી, તેમજ મન, વચન અને કાયાનું કાંઈ પણ કષ્ટ હોતું નથી. મોહના પાશથી ફસાયેલા પ્રાણીઓને પણ આચાર્ય ભગવાન કેશિ નામના ગણધરની જેમ મોહથી મૂકાવે છે તે મોટું

આશ્ચર્ય છે. જેનામાં મનોહર આચારો રહેલા છે, જેનામાં મોક્ષનો સંગમ કરનારા આગમો (શ્રુતજ્ઞાન) રહેલા છે અને જેનામાં ખોટ વિનાના કેવળ આવકનાજ ઉપાયો રહેલા છે, તેમને પંડિતો આચાર્ય કહે છે. યથાર્થ તત્ત્વની પ્રરૂપણા કરનાર, યમ નિયમાદિકને વિષે યત્ન કરનાર અને પોતાના આત્મારૂપી યજ્ઞનું જ યજન-પૂજન કરનાર આચાર્ય ભગવાન નિરંતર મારૂં શરણુ હો. જે રિપુ-શત્રુ અને મિત્રને વિષે, સુખ અને દુઃખને વિષે, દુર્જન અને સજ્જનને વિષે, મોક્ષ અને સંસારને વિષે તથા ધનાઢ્ય અને નિર્ધનને વિષે સમદ્રષ્ટિવાળા હોય, તેને જ યતિઓના સ્વામી (આચાર્ય) કહેલા છે. યા- જે કોઈ પણ પ્રકારની નિર્મળ સિધ્ધિઓ છે, અને જે કોઇ પ્રકારની ઉજ્વળ લબ્ધિઓ છે, તે સર્વ કમળને ભ્રમરની જેમ આચાર્ય ભગવાનને વરે છે. ત્રણ રેખાવાળો અને માથે અનુસ્વારવાળો ણંકાર અહીં એવું જણાવે છે કે જેઓ ત્રણ વર્ગને વિષે સમાન દૃષ્ટિવાળા હોય છે, તેઓ સત્પુરૂષોના શિરોમણિરૂપ થાય છે. તેમાં ધર્મ, અર્થ અને કામ અથવા શત્રુ, મિત્ર અને ઉદાસીન અથવા રાગ, દ્વેષ અને મોહ એ ત્રણ વર્ગ કહેવાય છે. સાત તત્ત્વ[૧]રૂપી કમળના વનને વિકસ્વર કરવામાં સૂર્યના કિરણો જેવા આ ત્રીજા પદના સાત અક્ષરો **(नमो आयरियाणं)** સાત નરકપૃથ્વીરૂપ દુર્ગતિનો નાશ કરો.

ઇતિ તૃતીય પ્રકાશ.

---

૧ નવતત્ત્વો પૈકી પુણ્ય પાપનો આશ્રવ તત્ત્વમાં સમાવેશ કરવાથી સાત થાય છે.

# પ્રકાશ ચોથો.

ઉપાધ્યાયનો આશ્રય કરનાર સુજ્ઞ કુત્સિત પાખંડીઓવડે ખંડન કરાતો નથી–પરાજય પામતો નથી, મન વચન અને કાયા એ ત્રણ દંડવડે વિટંબણા પામતો નથી, તથા ક્રોધાદિક કષાયોવડે દંડાતો નથી. જે ઉપાધ્યાયની સેવા કરે છે તે મનુષ્યના શરીરમાંથી મો-મા–લક્ષ્મી, ઉમા–કીર્ત્તિ, હ્રી, ધૃતિ અને બ્રાહ્મી- એ દેવીઓ દૂર જતી નથી, એવી સિદ્ધ ભગવાનની આજ્ઞા છે. જે મૂર્ત્તિમાન્ ( દેહધારી ) હૃદય છે, જે સમકિતદૃષ્ટિવાળાનો ઉત્સવ છે અને જે શ્રેષ્ઠ બુદ્ધિનો ઉત્સાહ છે, તે ઉપાધ્યાય કહેવાય છે. જે વચન, શરીર અને વયથી વૃદ્ધિ પામેલા છે, જે હિંસાની વાર્ત્તાથી પણ રહિત છે અને જે વેદવિદ્યાને વશ રહેલા છે અર્થાત્ વેદના પારગામી છે તે ઉપાધ્યાયની તું સેવા કર. એકાંત અનિત્ય પક્ષ અને એકાંત નિત્ય પક્ષનો જય કરવાથી ઉત્પન્ન થયેલી ઉપાધ્યાયની કીર્ત્તિરૂપી ભંભાનો ज्झात्કાર શબ્દ સર્વ દિશાઓમાં વ્યાપી રહ્યો છે. या–જે (શિષ્યોને) સાત નયની કુશળતા પ્રાપ્ત થાય છે, જે અન્યના આગમ-શાસ્ત્રોમાં ચતુરાઈ પ્રાપ્ત થાય છે અને જે દ્વાદશાંગીરૂપ સૂત્રની પ્રાપ્તિ થાય છે તે સર્વ ઉપાધ્યાય વિના શી રીતે પ્રાપ્ત થાય? ત્રણ રેખાવાળો અને માથે અનુસ્વારવાળો णंકાર અહીં એમ બતાવે છે કે વિનય શ્રુત અને શીળ વિગેરે ગુણો મોક્ષપ્રાપ્તિ માટે જાગૃત છે. સાત રજ્જુ પ્રમાણ ઉર્ધ્વલોકના માર્ગનો પ્રકાશ કરવામાં દીપક સમાન મહા ઉજ્વળ આ ચોથા પદના સાત અક્ષરો. नमो उवज्झायाणं મારા સાત વ્યસનનો નાશ કરો,

ઇતિ ચતુર્થ પ્રકાશ.

# પ્રકાશ પાંચમો

સાધુની સેવા કરનારા મનુષ્યોને વ્યાધિઓ પીડા કરતા નથી, દરિદ્રપણું પ્રાપ્ત થતું નથી, ઇષ્ટ વસ્તુનો વિયોગ થતો નથી, તથા મનમાં ઉદ્વેગ થતો નથી. સાધુના ધ્યાનરૂપી અમૃત રસના અંજનવડે જેનાં મનરૂપી નેત્રો આંજેલાં હોય છે તે મનુષ્યોને ચાર પ્રકારનો દુઃખરૂપી અંધકાર અંધતાનું કારણ થતો નથી. સર્વ સંગોના મોક્તા એટલે ત્યાગ કરનાર, અભ્યંતર શત્રુ (રાગાદિક) નો નાશ કરનાર અને મોક્ષલક્ષ્મીએ કટાક્ષપૂર્વક જોયેલા મુનિઓ અત્યંત હર્ષને પામે છે. લોભરૂપી વૃક્ષનું ઉન્મૂલન કરવામાં નદીના વેગ–પૂર સમાન, લોકને વિષે ઉત્તમ ચરિત્રવાળા અને લોકમાં ઉત્તમતાને પામેલા ત્રીજા [1] સ્થાનવાળા તે સાધુઓ અમારાં પાપનો નાશ કરો. પૂજ્ય સાધુજન મૂળ ગુણ તથા ઉત્તર ગુણના સમૂહરૂપી ઉદ્યાનમાં મનરૂપી મૃગની સાથે એકાંતમાં ઇચ્છા પ્રમાણે ક્રિડા કરે છે. શ્રુતના પારંગામી સંવિગ્ન સાધુને વિષે જે આ એકાકીપણું છે તે દક્ષિણાવર્ત શંખને વિષે રહેલા સિદ્ધસરિતાના જળ જેવું છે. સાધુ એકાકી રહેવાથી ક્રોધવડે વિહ્વળ થતા નથી, એકલા રહેનાર સાધુ માનને કરતા નથી, એકલા રહેનાર સાધુ કપટ (માયા) નો આરંભ કરતા નથી અને એકાકી વિચરતા સાધુને તૃષ્ણા (લોભદશા) લુંટતી નથી. રાજર્ષિઓમાં મુખ્ય શ્રી નમિ વિગેરે પ્રત્યેકબુદ્ધો એકત્વ તત્ત્વને વહન કરવાથી જ મોક્ષે ગયા છે. સર્વથા પ્રકારે જીવાદિક તત્ત્વોને જાણ-

---

૧ પહેલું સ્થાન આચાર્ય, બીજું સ્થાન ઉપાધ્યાય અને ત્રીજું સ્થાન સાધુ.

નાર અને નિરંતર ચિત્તમાં સંવેગને ધારણ કરનાર સાધુઓનું એકાકીપણું જ સમતારૂપી અમૃતની નીક સમાન છે. વ્વ અક્ષરની જેમ બબે સંઘાતે–સાથે રહેલા આ યુગના સાધુઓ જો પોતે ઇંદ્રિયોને વશ કરનાર હોય છે તો તેઓ સ્વાર્થને સાધનાર થઈ શકે છે. વ્વ એવી સંજ્ઞા (નામ) વડે એમ જણાય છે કે મન, વચન અને કાયના યોગવડે ઈંદ્રિયોને વશ કરનારા સાધુઓ બબે સાથે રહીનેજ કલ્યાણને પામે છે, એમ ગુરૂપરંપરાનો ઉપદેશ પણ છે. જો ઈંદ્રિયોને વશ રાખનાર હોય તો બે માણસોનું પણ એકાકીપણું નિઃશંકપણે સિધ્ધ થાય છે, પરંતુ જેની ઇંદ્રિયો પોતાને વશ ન હોય એવો એકાકી માણસ પણ હજાર જેવો છે. નેત્રની જેમ જેમનો સંકોચ વિસ્તાર, નિદ્રા અને જાગૃતિ સરખા હોય એવા બે મનુષ્યો દર્શનને માટે (સમકિત પ્રાપ્તિને માટે) સમર્થ થાય છે. પરંતુ એક માણસ કોઈ પણ કૃત્ય સંપૂર્ણ કરી શકતો નથી, એકલો માણસ વિડંબનાનું સ્થાન થાય છે, એકલો માણસ પોતાનો સ્વાર્થ સાધવા સમર્થ થઈ શકતો નથી અને એકલા માણસનો લોકમાં કે લોકોત્તરમાં પણ વિશ્વાસ આવતો નથી. ભાવના ધ્યાનથી નિશ્ચય કરેલા તત્ત્વમાં જેનો આત્મા લીન થયો હોય એવા મમતા રહિત સાધુ કદાચ લાખ માણસોની મધ્યે રહ્યા હોય તો પણ તેનું એકાકીપણું નાશ પામતું નથી. સામ્ય (સમતા) રૂપી અમૃતના તરંગોથી ભરપૂર, સાર અસારનું વિવેચન કરનાર અને ભાવસિદ્ધ કહેવાતા સાધુઓ ઘણા ભેગા થઇને એકત્ર રહે તોપણ તેમને કાંઈ પણ હાનિ થતી નથી. મનની સ્થિરતાવડે નિશ્ચળ અને વૃક્ષાદિકની જેમ ક્રિયાને નહીં કરનારા મુનિઓનો જે એકત્ર વાસ તે ભાવનારૂપી લતાઓના મંડપ સમાન છે. ચિત્રમાં આળેખેલા સૈન્યની જેમ મન, વચન અને કાયાવડે વિકાર-

રહિત મુનિઓ એકઠા રહે તો પણ તેમને અરતિ કયાંથી હોય ! જેમ ઘણા નિર્જીવ પદાર્થો એકત્ર કરીએ તો પણ તેમાં ચૈતન્ય આવતું–હોતું નથી, જેમ ઘણા બીકણ પુરૂષોને એકત્ર કરવાથી પણ તેઓમાં પરાક્રમ આવતું નથી; તેમ ઘણા મુનિઓ એકઠા થયા છતાં પણ તેઓમાં લેશ પણ કલેશ ઉદ્ભવતો નથી. મૂઢબુદ્ધિવાળો જે પુરૂષ પાંચ છ સાધુઓની ભેગા રહેવાથી પણ ગ્લાનિ થાય છે એમ માનતો હોય તે મૂઢ એક ઠેકાણે રહેલા અનંત સિદ્ધોની સાથે રહેવાની ઇચ્છા કેમ કરી શકશે ? જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપી ત્રણ મહારત્નને ધારણ કરનાર સાધુઓને રાગાદિકના ઉપદ્રવોથી ભયંકર એવા સન્માર્ગ ઉપર એકલા ચલાવવામાં ક્ષેમકુશળતા રહેલી નથી, એકલાને સુકૃતનો વિકાસ થતો નથી, એકલાનું ઈચ્છિત પ્રયોજન સિદ્ધ થતું નથી, એકલાને વાંછિત અર્થની પ્રાપ્તિ થતી નથી અને એકલો માણસ મોક્ષ મેળવવાને માટે સમર્થ થતો નથી. જેમ શ્લેષ્મવાળાને સાકર આપવી ઉચિત નથી અને તાવવાળાને ઘૃતવાળું ભોજન આપવું યોગ્ય નથી, તેમ અગીતાર્થ મુનિને એકલા રહેવું ઉચિત નથી. પ્રાયે કરીને એકલો માણસ ચોર જેવો લાગે છે, બે માણસ સાથે હોય તો તેમનાપર પણ કવચિત્ ધૂર્તપણાની શંકા થાય છે, ત્રણ મનુષ્ય સાથે હોય તો તે વિશ્વાસનું સ્થાન છે અને ઘણાનો સમૂહ હોય તો તે રાજા જેવો શોભે છે. 'તીર્થંકર તથા પ્રત્યેકબુદ્ધ વિગેરે એકલા જ વિચરે છે.' એવા દ્રષ્ટાંતો આપી બીજા મુનિઓએ એકલા વિચરવું યોગ્ય નથી. કેમકે જ્ઞાનચક્ષુવાળાની સાથે ચર્મચક્ષુવાળાએ સ્પર્ધા કરવી યોગ્ય નથી. અથવા તો ચાર ગતિરૂપ સંસારમાં ભ્રમણ કરનારા સર્વ પ્રાણીઓને પુણ્ય પાપ નિરંતર સાથે હોવાથી તેઓમાં

એકલાપણું ઘટતુંજ નથી. જેનામાં આહાર સંજ્ઞા, ભય સંજ્ઞા વિગેરે સંજ્ઞાઓ, કૃષ્ણલેશ્યા વિગેરે દુષ્ટ લેશ્યાઓ અને રાજકથા વિગેરે વિકથાઓ માર્મિકાની જેમ ચપળતા ઉત્પન્ન કરે છે, તે એકલો કેમ હોઇ શકે ? અવિરતિરૂપી દુષ્ટ પ્રિયા શાકિનીની જેમ જેને ગળી જવા નિરંતર પ્રયત્ન કરે છે, તે એકલો કેમ હોઇ શકે ? સંતોષને નહીં પામેલું [અસંતોષી] ઇંદ્રિયોરૂપી કુટુંબ જેના શરીરને નિઃશંકપણે પંચાગ્નિની જેમ બાળ્યા કરે છે, તે એકલો કેમ હોઇ શકે ? જેમ દૂધની સાથે દૂધ મળવાથી, પાણીની સાથે પાણી મળવાથી, દીવાની સાથે દીવો મળવાથી, અને અમૃતની સાથે અમૃત મળવાથી તે સર્વ પદાર્થો એકપણાને પામે છે, તેમ મુનિ પણ મુનિની સાથે રહેવાથી એકપણાનેજ પામે છે. અન્ય મુનિની સાથે રહ્યા છતાં પણ મુનિ એકલોજ કહેવાય છે. ઉન્મત્ત પિત્રાઇઓની જેમ કષાયો જેના વિગ્રહને[1] ક્ષણવાર પણ મૂકતા નથી, તેને એકાકીપણાનું સુખ ક્યાંથી હોય ? પોતાના મન, વચન અને શરીરથી ઉત્પન્ન થયેલા અશુભ વ્યાપારો કુપુત્રની જેમ જેનો નાશ કરનાર થાય છે, તેને એકાકીપણાનું સુખ શી રીતે હોય ? છળને જોનારા પ્રમાદ, મિથ્યાત્વ અને રાગાદિક જેના ખરાબ પાડોશી જેવા છે, તેને એકાકીપણાનું સુખ શી રીતે હોય ? જે પુરૂષ આ સર્વથી મૂકાયેલ [રહિત] હોય તે મનુષ્યોના સમૂહમાં રહ્યા હોય તોપણ એકલા જ છે; કેમકે મનુષ્યોથી ભરપૂર એવા નગરમાં રહેલો છતાં પણ પરદેશી મનુષ્ય એકલોજ કહેવાય છે. જે મુનિ આ સર્વ સંજ્ઞા, કષાય, ઇંદ્રિયાદિથી સહિત હોય તે કદાચ અરણ્યાદિકમાં એકલો રહેતો હોય તોપણ તેનું એકાકીપણું નિષ્ફળ છે; કેમકે જાર, ધૂર્ત ગૂઢ ચર અને ચોર એ

1 શરીર-લડાઇ

સર્વે શું એકલા નથી ભમતા ? પુણ્ય પાપનો ક્ષય થવાથી મુક્તિને પામેલા પરમાત્માને વિષે અનાહારપણાની જેમ નિરંતર સત્ય એવું એકાકીપણું પ્રતિષ્ઠા પામેલું છે. અથવા- તો જિનાગમને વિષે કોઇ પણ હકીકતનો સર્વથા પ્રકારે વિધિ કે નિષેધ છે જ નહીં, તેથી કરીને શ્રેષ્ઠ મુનિઓ સારી રીતે લાભ અને અલાભ જાણીને લાભવાળા કાર્યને વિષેજ પ્રયત્ન કરે છે–પ્રવર્તે છે. અહો ! સાધુઓ કાંઈ પણ હૂ–હોમ કરતા નથી, દાન દેતા નથી, તપ કરતા નથી, જાપ પણ કરતા નથી, માત્ર ક્રિયા રહિત થઇને મોક્ષપદજ સાધે છે. સાધુઓ હુહુ નામના ગંધર્વના ગાયન સાંભળવામાં, અમૃતરસનો આસ્વાદ લેવામાં, મંદાર પુષ્પોની સુગંધ લેવામાં, દેવશય્યાનો સુખકારક સ્પર્શ કરવામાં અને દેવાંગનાઓનું રૂપ જોવામાં લુબ્ધ થતા નથી; ત્યારે શું તેઓ વૃક્ષો છે ? બાળકો છે ? કે શું પશુઓ છે ? ના, તેઓ વૃક્ષ, બાળક કે પશુ નથી પરંતુ તેઓ નિરંજન [1] મુનિઓ છે. ત્રણ રેખાવાળો અને માથે અનુસ્વારવાળો ણંકાર અહીં એમ જણાવે છે કે સદાચારનું આચરણ કરનારા મહામુનિઓએ ત્રણ ગુપ્તિને આચરવામાં રેખા પ્રાપ્ત કરેલી હોય છે. નયના ભેદ, જીવની રક્ષા અને અમૃતના કુંડની જેવી આકૃતિવાળા આ નવ અક્ષરો ( **नमो लोए सव्वसाहूणं** ) મને ધર્મને વિષે નવો નવો ભાવ આપો.

ઇતિ પંચમ પ્રકાશ.



૧ કર્મ લેપરહિત.

# પ્રકાશ છઠ્ઠો.

---

**एषः पंचनमस्कारः, सर्वपापप्रणाशनः ॥**
**मंगलानां च सर्वेषां, मुख्यं भवति मंगलं ॥ १ ॥**

"આ પંચ પરમેષ્ટિનો નમસ્કાર સર્વ પાપનો નાશ કરનાર છે અને સર્વ મંગળોમાં મુખ્ય (પ્રથમ) મંગળ છે." સારી રીતે પાંચ સમિતિને વિષે પ્રયત્નવાળા અને ત્રણ ગુપ્તિથી પવિત્ર થયેલા જે સાધુઓ પંચનમસ્કારનું ત્રિકાળ ધ્યાન કરે છે, તેને શત્રુ પણ મિત્રરૂપ થાય છે, વિષ પણ અમૃતરૂપ થાય છે, શરણ રહિત અરણ્ય પણ વાસગૃહરૂપ થાય છે, સર્વે ગ્રહો તેને અનુકૂળ થાય છે, ચોરો યશ કરનારા થાય છે, સર્વે અપશુકનાદિ પણ શુભ ફળને આપનારા થાય છે, બીજાએ પ્રયોગ કરેલા મંત્ર તંત્ર અને યંત્રાદિક તેનો પરાભવ કરી શકતા નથી, સર્વ પ્રકારની શાકિની પણ માતાની જેમ તેનો દ્રોહ કરી શકતી નથી, તેની પાસે સર્પો પણ કમળના નાળ જેવા થઈ જાય છે, અગ્નિ પણ ચણોઠીના ઢગલારૂપ થાય છે, સિંહો પણ શિયાળ જેવા થાય છે, હાથીઓ પણ મૃગલા જેવા થાય છે, રાક્ષસ પણ તેની રક્ષા કરે છે, ભૂતોનો સમૂહ પણ તેની વિભૂતિને માટે થાય છે, પ્રેત પણ તેને પ્રીતિને કરનારા થાય છે, ચેટક પણ તેના દાસ થાય છે, યુદ્ધ તેને ધન આપનારૂં થાય છે, રોગો પણ તેને ભોગ આપનારા થાય છે, વિપત્તિ પણ તેને સંપત્તિને માંટે થાય છે અને સર્વ પ્રકારનું દુઃખ તેને સુખ આપનાર થાય છે. જેમ ગરૂડનો ગંભીર સ્વર સાંભળીને ચંદનના વૃક્ષો સર્પોથી મુક્ત થાય છે તેમ

પંચનમસ્કારનો ગંભીર સ્વર સાંભળવાથી મનુષ્ય સર્વ બંધનોથી મુક્ત થાય છે. જેઓના ચિત્તમાં એક નમસ્કારનું જ સ્મરણ થતું હોય તેઓને જળ, સ્થળ, સ્મશાન, પર્વત, દુર્ગ અને તેવા બીજા કષ્ટકારી સ્થાનોમાં કદાચ કષ્ટ આવી પડે તોપણ તે ઉત્સવરૂપ જ પરિણમે છે. પુણ્યાનુબંધી પુણ્યવાળો જે પુરૂષ વિધિપ્રમાણે પરમેષ્ટિનમસ્કારનું ધ્યાન કરતો હોય તેને તિર્યંચ ગતિ કે નરક ગતિ પ્રાપ્ત થતી નથી. ચક્રવર્ત્તી, વાસુદેવ, પ્રતિવાસુદેવ અને બળરામ વિગેરેના ઐશ્વર્યની સંપદાઓ નમસ્કારના પ્રભાવરૂપી સમુદ્રને કાંઠે રહેલા મુક્તાફળની જેવી સુલભ થાય છે. આ મંત્રનો વિધિપ્રમાણે પ્રયોગ કરવાથી તે વશીકરણ, ઉચ્ચાટન, ક્ષોભન, સ્તંભન અને મૂર્છા વિગેરે કાર્યોમાં પણ સિધ્ધિને આપનાર થાય છે. વિધિપ્રમાણે સ્મરણ કરેલો આ મંત્ર અર્ધ નિમેષમાત્રમાંજ પરવિદ્યાનો નાશ કરે છે તથા ક્ષુદ્ર દેવતાઓએ જે રૂપાદિકનું પરાવર્તન કર્યું હોય તેનો પણ નાશ કરે છે. સ્વર્ગ, મર્ત્ય અને પાતાળ એ ત્રણ ભુવનરૂપી રંગમંડપને વિષે કોઈ પણ ઠેકાણે કોઇ પણ પ્રકારે કોઇપણ પ્રાણીનો દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવને આશ્રીને આશ્ચર્યકારક જે કાંઇ પણ અતિશય જોવામાં કે સાંભળવામાં આવે તે સર્વ નમસ્કાર મંત્રની આરાધનાના માહાત્મ્યથીજ ઉત્પન્ન થયેલો છે એમ જાણવું. તિર્છાલોકમાં જે ચંદ્ર વિગેરે જ્યોતિષીઓ છે, પાતાળમાં ચમરેંદ્ર વિગેરે દેવો છે, ઉર્ધ્વલોકમાં સૌધર્માદિક દેવલોકને વિષે જે ઇંદ્રાદિક છે અને તેની ઉપર પણ જે અહમિંદ્ર દેવતાઓ છે, તેઓની સર્વ સમૃદ્ધિઓ પંચપરમેષ્ટિરૂપી કલ્પવૃક્ષના અંકુરો, પલ્લવો, કળિઓ કે પુષ્પો સમાન છે. જેઓ નમસ્કારરૂપી મોટા રથ ઉપર ચડે છે, તેઓ વિઘ્ન રહિત મોક્ષસ્થાને જાય છે, ગયા છે,

અને જવાના છે. જો આ મંત્ર અત્યંત દુર્લભ એવા મોક્ષને પણ આપે છે, તો પછી પ્રસંગે પ્રાપ્ત થનારાં બીજાં ફળો આપે તેમાં તો શું આશ્ચર્ય ?

જેઓ મન, વચન અને કાયાની શુદ્ધિવડે એક લાખ નમસ્કારનો જાપ કરે છે, તેઓ જૈનસંઘને પૂજવા લાયક તીર્થંકરનામકર્મ ઉપાર્જન કરે છે. હે મિત્ર ! જો તારૂં મન નમસ્કારનું ધ્યાન કરવામાં લીન નથી થયું, તો ચિરકાળ સુધી આચરણ કરેલા તપ શ્રુત અને ચારિત્રનું શું ફળ ? જે અસંખ્ય દુઃખોના ક્ષયનું કારણ કહેલો છે, જે આ લોક અને પરલોકના સુખ આપવામાં કામધેનુ જેવો છે અને જે અંધકાર દીવાથી, સૂર્યથી, ચંદ્રથી કે બીજા કોઈ તેજથી નાશ નથી પામતું તે અંધકાર નમસ્કારના તેજથી નાશ પામે છે. કૃષ્ણ અને સાંબ વિગેરેની જેમ ભાવનમસ્કાર કરવામાં તું તત્પર થા, અને કૃષ્ણના સેવક વીરાસાળવી અને કૃષ્ણના અભવ્ય પુત્ર પાલક વિગેરેની જેમ દ્રવ્યનમસ્કાર કરી ફોગટ આત્માને વિટંબણા ન પમાડ. જેમ નક્ષત્રોના સમૂહનો સ્વામી ચંદ્ર છે, તેમ સર્વ પુણ્યસમૂહનો સ્વામી ભાવનમસ્કાર છે. આ જીવે ભાવનમસ્કાર વિના નિષ્ફળ દ્રવ્યલિંગો (સાધુવેષ) અનંતીવાર ગ્રહણ કરીને મૂકી દીધાં છે. વિધિપૂર્વક નમસ્કાર મંત્રનો આઠ વાર, આઠસો વાર, આઠ હજાર વાર કે આઠ કરોડ વાર જાપ કર્યો હોય તો તે ત્રણ ભવની અંદર મોક્ષ પદ આપે છે. હે ધર્મબંધો ! સરલતાથી વારંવાર તને પ્રાર્થનાપૂર્વક કહું છું કે સંસારરૂપી સમુદ્રને તારવામાં વહાણ સમાન આ મંત્ર ગણવામાં તું શિથિલ ન થા–અનાદરવાળો ન થા. કારણ કે આ ભાવનમસ્કાર ઉત્કૃષ્ટ–સર્વોત્તમ તેજ છે, સ્વર્ગ અને

મોક્ષનો માર્ગ છે, તથા દુર્ગતિનો નાશ કરવામાં પ્રલયકાળના અગ્નિ સમાન છે. ભવ્યપ્રાણીઓ અંતકાળની આરાધના સમયે આ મંત્રને વિશેષે કરીને સારી રીતે ભણે, ગણે, સાંભળે કે તેનું ધ્યાન કરે તો તે મંગળની પરંપરારૂપ થાય છે. જેમ ઘરમાં આગ લાગે ત્યારે બુધ્ધિમાન તે ઘરનો સ્વામી બીજી બધી વસ્તુઓ મૂકીને દારિદ્રનો નાશ કરવામાં સમર્થ એવા એક સારભૂત મહારત્નનેજ ગ્રહણ કરે છે, અથવા કોઈ મોટો સુભટ અકાળે ઉત્પન્ન થયેલા ઉપદ્રવને વખતે વજ્રદંડની જેવું સારભૂત અમોઘ (નિષ્ફળ ન થાય તેવું) એવું શસ્ત્રજ ધારણ કરે છે, તેજ પ્રમાણે જીવ મરણસમયે પ્રાયે કરીને સર્વ શ્રુતસ્કંધનું (સર્વ શાસ્ત્રોનું) ચિંતવન કરી શકતો નથી, તેથી કરીને ધીર બુધ્ધિવાળો અને દેદીપ્યમાન શુભ લેશ્યાવાળો સત્ત્વવાન જીવ દ્વાદશાંગીના સારભૂત પંચપરમેષ્ઠિ નમસ્કારનુંજ એકાગ્ર ચિત્તે ધ્યાન કરે છે. સમુદ્રમાંથી અમૃતની જેમ, મલયાચળ પર્વત ઉપરથી ચંદનની જેમ, દહીંમાંથી માખણની જેમ અને રોહણાચળ પર્વતપરથી વજ્રરત્નની જેમ આગમમાંથી ઉધ્ધરેલા, સર્વ શ્રુતના સારભૂત અને કલ્યાણના નિધિ સમાન આ પંચપરમેષ્ઠિ નમસ્કારને કોઈક ધન્ય પુરૂષોજ સેવે છે.

શરીરથી પવિત્ર થઈ, કમળાસને બેસી, હાથવડે યોગમુદ્રા ધારણ કરી, સંવિગ્ન મનવાળા ભવ્ય પ્રાણીએ સ્પષ્ટ, ગંભીર અને મધુર સ્વરે સંપૂર્ણ પંચ નમસ્કારનો ઉચ્ચાર કરવો. આ ઉત્સર્ગ વિધિ જાણવો. [હવે અપવાદ વિધિ કહે છે] અને જો કદાચ શરીરના ગ્લાનપણાને લઈને તે પ્રમાણે કરવા સમર્થ ન હોય, તો તે પંચપરમેષ્ઠિના પહેલા પહેલા અક્ષર 'असिआउसा' આ મંત્રનું સ્મરણ કરવું. આ પાંચ

અક્ષરના સ્મરણથી પણ અનંત જીવો યમરાજના બંધનથી મુક્ત થયા છે. કદી આ પાંચ અક્ષરરૂપ મંત્રનું પણ સ્મરણ કરી ન શકે તો અર્હંત, અરૂપી [સિદ્ધ], આચાર્ય, ઉપાધ્યાય અને મુનિ એ પાંચ પરમેષ્ઠિના પહેલા પહેલા અક્ષર લઇ તેને સંસ્કૃતના સંધિનિયમ પ્રમાણે એકત્ર કરવા. તે આ પ્રમાણે–अ+अ+आ=आ+उ=ओ+म्=ओं આ રીતે જિનેશ્વરોએ ओंકાર કહેલો છે. જિનેશ્વરે કહેલો આ ओंકાર એટલે પ્રણવ બીજ મુક્તાફળ રૂપ જીવોની અર્થાત્ મુક્તાત્માઓની પ્રગટ છીપલી સમાન છે, મોહરૂપી હસ્તીને વશ કરવામાં અંકુશ સમાન છે, અને સંસારની પીડાનો નાશ કરવામાં કટારી સમાન છે. સ્વર્ગના દ્વારને ઉઘાડવાની કુંચી સમાન આ ओंકાર રૂપી તત્ત્વનું ધ્યાન કરનાર મહાત્માઓ જીવતાં ભોગને પામે છે, અને મૃત્યુ પામીને મોક્ષે જાય છે; અથવા મૃત્યુસમયે સર્વથા પ્રકારે ओंકારનું સ્મરણ કરવામાં પણ પોતે અશક્ત હોય, તો તે ધર્મિષ્ઠે ધર્મબંધુ પાસેથી આ મંત્રનું શ્રવણ કરવું, અને તે વખતે તેણે ચિત્તમાં આ પ્રમાણે ભાવના ભાવવી કે—" અહો ! કોઇ પુણ્યશાળી બંધુએ અકસ્માત્ મારા ઉપર કેવું અમૃત છાંટયું કે જેથી મારાં સર્વ અંગો આનંદમય થયા ? કેમકે હમણાં મને તેણે ઉત્કૃષ્ટ પુણ્યરૂપ, ઉત્કૃષ્ટ કલ્યાણરૂપ અને ઉત્કૃષ્ટ મંગળના કારણરૂપ પંચપરમેષ્ઠિ નમસ્કાર મંત્ર સંભળાવ્યો. અહો ! આ પંચ નમસ્કાર મંત્રનું શ્રવણ કરવાથી મને દુર્લભ વસ્તુનો લાભ થયો ! અહો ! મને પ્રિય વસ્તુનો સમાગમ થયો ! અહો ! મને તત્ત્વનો પ્રકાશ થયો ! અહો ! મને સારભૂત વસ્તુની મુષ્ટિ પ્રાપ્ત થઈ [ મારી મુઠીમાં સારભૂત વસ્તુ આવી ] ! આજે મારાં કષ્ટો નાશ પામ્યાં, મારૂં પાપ

દૂર ગયું, અને આજ મને સંસારસાગરનો સામો કાંઠો પ્રાપ્ત થયો. પંચનમસ્કાર મંત્રનું શ્રવણ કરવાથી આજે મારો પ્રશમ રસ, દેવ-ગુરૂની આજ્ઞાનું પાલન, નિયમ, તપ અને જન્મ એ સર્વ સફળ થયું. જેમ અગ્નિનો તાપ સુવર્ણને તેજ પ્રાપ્ત કરાવે છે, તેમ આ મારી વિપત્તિ (મરણ) પણ મને તેજ પ્રાપ્ત કરાવનારી થઈ; કેમકે આજ મને મહા અમૂલ્ય પંચ પરમેષ્ઠિમય તેજ પ્રાપ્ત થયું છે." આ પ્રમાણે પ્રશમ રસના ઉલ્લાસપૂર્વક પંચનમસ્કારનું સ્મરણ કરી ક્લિષ્ટ (અશુભ) કર્મનો નાશ કરી બુદ્ધિમાન પુરૂષ સદ્‌ગતિને પામે છે. નમસ્કાર મંત્રની ભક્તિ કરનાર પ્રાણી ઉત્તમ દેવપણે ઉત્પન્ન થઈ ત્યાંથી ચ્યવી શ્રેષ્ઠ કુળમાં મનુષ્યજન્મ ધારણ કરી આઠ ભવની અંદર સિદ્ધિપદને પામે છે.

ઇતિ ષષ્ઠ પ્રકાશ.

## પ્રકાશ સાતમો.

સર્વ કાળે સર્વ ક્ષેત્રમાં નિરંતર નામ, આકૃતિ (સ્થાપના), દ્રવ્ય અને ભાવવડે ત્રણ લોકને પવિત્ર કરનારા જિનેશ્વરો મારૂં શરણ હો. તે જિનેશ્વરો અતીત કાળે કેવળજ્ઞાની વિગેરે થયા હતા, વર્તમાન કાળે ઋષભદેવ વિગેરે થયા છે અને આગામી કાળે પદ્મનાભ વિગેરે થવાના છે; સીમંધર સ્વામી વિગેરે વિહરમાન તીર્થંકરો છે. ચંદ્રાનન, વારિષેણ, વર્ધમાન અને ઋષભ એ ચાર શાશ્વત તીર્થંકરો છે. જિનેશ્વરો (તીર્થંકરો) વર્તમાન કાળે સર્વ (૫) મહાવિદેહ, સર્વ (૫) ભરત અને સર્વ (૫) ઐરાવતના મ-

બીને સંખ્યાતા હોય છે, અને અતીત તથા અનાગત કાળને આશ્રીને અનંતા હોય છે. તે સર્વ તીર્થંકરો કેવળજ્ઞાનના પ્રકાશથી દેદીપ્યમાન હોય છે, અઢાર પાપસ્થાન રહિત હોય છે, તેના ચરણકમળને અસંખ્ય ઇંદ્રો વંદન કરે છે, ઉત્તમ પ્રાતિહાર્ય (૮) અને (૩૪) અતિશયોએ તેમનો આશ્રય કર્યો હોય છે, ત્રણ જગતના પ્રાણીઓને સમકિત આપનારી તેમની ધર્મદેશના (વાણી)પાંત્રીશ ગુણોવડે અલંકૃત હોય છે, અનુત્તર વિમાનમાં રહેલા દેવો તેમનું હમેશાં સ્મરણ [ ધ્યાન ] કરે છે, તથા બીજાઓ ન આપી શકે તેવા મોક્ષમાર્ગને તેઓ આપનાર હોય છે. જિનેશ્વરનું સમ્યક્ પ્રકારે દર્શન થાય ત્યારે પ્રાણીઓનાં પાપો દૂર નાસી જાય છે, આધિ[1] અને વ્યાધિ[2] નાશ પામે છે, તથા દારિદ્રરૂપ મુદ્રા જતી રહે છે. જે જિભ્હા જિનેંદ્રના માહાત્મ્યની ક્ષણે ક્ષણે સ્તુતિ ન કરે તે નિંદવા લાયક માંસના કકડા રૂપ જિવ્હા શા કામની છે ? જેના કાન અરિહંતના મનોહર ચારિત્રરૂપી અમૃતના સ્વાદને જાણતા ન હોય તો તે કાન અથવા છિદ્રમાં કાંઇ પણ તફાવત નથી. સર્વ અતિશયો સહિત જિનેશ્વરની પ્રતિમાને જે નેત્રો જોતાં નથી તે નેત્ર નથી, પરંતુ મુખરૂપી ઘરનાં જાળીયાં છે. અનાર્ય દેશમાં વસનાર શ્રીમાન્ આર્દ્રકુમાર અરિહંતની પ્રતિમાને જોઈને સંસારસાગરના પારગામી થયા. શય્યંભવ નામના બ્રાહ્મણને જિનપ્રતિમાના દર્શનથી તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થયું અને તેથી તેણે સદ્ગુરૂના ચરણકમળની સેવા કરીને ઉત્તમ સ્વાર્થ સાધ્યો. અહો ! વજ્રકર્ણ રાજા સત્ત્વવાળા મનુષ્યોને વિષે મુગટ સમાન થયા કે જેણે સર્વ રાજ્યાદિકનો નાશ ઉપસ્થિત થયાં છતાં પણ જિનેશ્વર વિના બી-

૧ મનની પીડા, ૨ શરીરની પીડા.

જાને નમસ્કાર કર્યો નહિ. વાનરદ્વીપના સ્વામી વાલીનું ચિત્ત દેવતત્ત્વમાં અને ધર્મતત્ત્વમાં નિશ્ચળ હતું. અહો ! તેનું તેજ પૂજવા લાયક હતું. મહાસતી સુલસા સદ્ધર્મમાં અત્યંત દ્રઢ હતી, તેથી શ્રી જગદ્‌ગુરૂ મહાવીરસ્વામીએ કુશળ વાર્તામાં તેની સંભાવના કરી હતી. (અર્થાત્ તેને સુખશાતા સમાચાર અને ધર્મલાભ કહેવરાવ્યા હતા). સેડુક નામના બ્રાહ્મણનો જીવ દર્દુર [દેડકો] થયા પછી શ્રી મહાવીરસ્વામીને વંદન કરવા જતાં માર્ગમાંજ શ્રેણિક રાજાના અશ્વના પગતળે દબાઈને મરણ પામી પ્રભુવંદનનું ધ્યાન હોવાથી સૌધર્મ દેવલોકમાં શક્રઈંદ્રનો સામાનિક દેવ થયો હતો. હાસા અને પ્રહાસા નામની દેવીઓનો પતિ દેવ હતો તે પણ આભિયોગિક કર્મકરપણાથી મનમાં અત્યંત ખેદ પામ્યો હતો; તેથી પોતાના આત્માને તે દુષ્કર્મથી મુક્ત કરવા માટે દેવાધિદેવની પ્રતિમા તેણે પૃથ્વી પર પ્રસિદ્ધ કરી હતી. શ્રી ચેટક નામના મહારાજાએ શ્રી જિનેશ્વરના ચરણકમળની સેવાવડે પોતાનાં સર્વ પાપના તાપનો નાશ કર્યો હતો, તેથી તેનો પ્રતાપ ત્રણ ભુવનમાં પ્રસિધ્ધ હતો અને તે ઇંદ્રના હૃદયમાં પણ નિવાસ પામ્યો હતો. સર્વ દેવેંદ્રો સંસારનો પાર પામવા માટે નંદીશ્વરાદિક તીર્થના અલંકારરૂપ શાશ્વતા જિનચૈત્યોમાં અઠ્ઠાઇ ઉત્સવ કરે છે. વળી શાસ્ત્રમાં સંભળાય છે કે સ્વયંભૂરમણ નામના છેલ્લા સમુદ્રમાં જિનબિંબના આકારવાળા મત્સ્યને જોઈ બીજા મત્સ્યને જાતિસ્મરણ જ્ઞાન થાય છે, સમકિત પામે છે અને નમસ્કાર મંત્રનું ધ્યાન કરી મત્સ્યો ત્યાંથી મરીને સ્વર્ગે જાય છે. મનુષ્ય, દેવ અને અસુરકુમારનું ચક્રવર્તીપણું (સ્વામીપણું ) જે નિઃશંકપણે ભોગવાય છે તે જિનેશ્વરના ચરણની કૃપાના એક લેશનીજ લીલા (વિલાસ) છે. મનુષ્યલોકમાં ચક્રવર્તી

વિગેરે રાજાઓ, સ્વર્ગલોકમાં ઇંદ્રાદિક દેવો અને પાતાળમાં ધરણેંદ્ર વિગેરે ભુવનપતિના ઇંદ્રો જિનેશ્વરની ભક્તિથીજ વિજયવંત વર્તે છે. જિનેશ્વરની આજ્ઞાને મુગટની જેમ મસ્તકે ધારણ કરીને અગ્યાર રૂદ્રો (મહાદેવો) માંથી કેટલાક સંસારસાગરને તરી ગયા છે, અને બાકીના હવે તરવાના છે ( મોક્ષે જવાના છે ). જેમ અગ્નિની જ્વાળા જળમાં લીન થઈ જાય છે, અને જેમ વિષનો પ્રભાવ અમૃતને વિષે લીન થઈ જાય છે, તેમ જિનેશ્વરના સમભાવમાં શંકર વિગેરે દેવોની કથાનો વિસ્તાર લીન થઈ જાય છે. આવા જિનેશ્વરોનાં ચરિત્રોનો વિચાર કરતાં સત્પુરૂષો આ સંસારમાં પણ આનંદમગ્ન રહે છે; તેથી તેઓ મોક્ષની પણ ઇચ્છા કરતા નથી, તે યોગ્ય જ છે. જેમ જળવડે તૃષા શાંત થાય છે તથા અન્નવડે ક્ષુધા શાંત થાય છે, તેમ જિનેશ્વરના એક દર્શન માત્રથીજ સંસારની પીડામાત્ર શાંત થાય છે—નાશ પામે છે. સમતાને ધારણ કરનાર મહાત્માઓ ભલે કરોડો વર્ષ પર્યંત સમ્યક્પ્રકારે સમાધિને સેવ્યા કરે, પરંતુ તેઓ અરિહંતની આજ્ઞા પાળ્યા વિના મોક્ષે જવાના નથી. જેઓ જિનધર્મને સ્વીકારતા નથી તેઓ ભલે નિયાણારહિત દાન કરે, નિર્મળ શીળનું પાલન કરે, તથા ઉત્કૃષ્ટ તપસ્યા કરે, તો પણ તેમને મોક્ષ મળતું નથી. જેમ સૂર્યવડે દિવસ થાય છે, ચંદ્રવડે પૂર્ણિમા થાય છે, અને વૃષ્ટિવડે સુભિક્ષ થાય છે, તેમ જિનેશ્વરના ધર્મવડે જ અવ્યયપદ—મોક્ષ પ્રાપ્ત થાય છે. જેમ દ્યૂત પાસાને આધીન છે અને ખેતી વૃષ્ટિને આધીન છે, તેમ મોક્ષપુરમાં વસવું તે જિનેશ્વરના ધ્યાનને આધીન છે. ત્રણ જગતની લક્ષ્મી પ્રાપ્ત થવી સુલભ છે, તથા અણિમાદિક અષ્ટ સિદ્ધિઓની પ્રાપ્તિ પણ સુલભ છે, પરંતુ જિનેશ્વરનાં ચરણકમળની રજના

કેણીયાઓ પણ પ્રાપ્ત થવા અત્યંત દુર્લભ છે. અહો! મહા કષ્ટ! કે જિનેશ્વરને પામ્યા છતાં પણ કેટલાક જીવો સૂર્યને પામ્યા છતાં ઘુવડની જેમ અત્યંત મિથ્યાદૃષ્ટિવાળા રહે છે. મહાદેવ, બ્રહ્મા, વિષ્ણુ, પરમાત્મા, સુગત [બુદ્ધ], અલક્ષ્ય તથા સ્વર્ગ મૃત્યુ અને પાતાળના સ્વામી—એ સર્વ જિનેશ્વરજ છે [ જિનેશ્વર શિવાય બીજું કોઇજ નથી ]. બુદ્ધ અને મહાદેવ વિગેરે લૌકિક દેવોને સત્વ રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણના વિષયવાળુંજ જ્ઞાન છે, પરંતુ જે જ્ઞાન લોકોત્તર સત્ત્વથી ઉત્પન્ન થાય છે તે સર્વ જિનેશ્વરોને વિષેજ રહેલું છે. રોહણાચળ પર્વતની જેવા જિનેશ્વર પરમાત્મા પાસેથી વિવિધ પ્રકારનાં ( યમ નિયમાદિક ) રત્નો લઇને પંડિતો રૂપી વેપારીઓએ સુવર્ણરૂપ [1] આભૂષણો બનાવી પોતપોતાના માનેલા હરિહરાદિક દેવોને વિષે સ્થાપન કર્યાં, તેથી [2]તે કાળે કરીને તે તે દેવોના નામથી પ્રસિદ્ધ થયાં છે. જેમ મેઘનું જળજ તળાવ વિગેરેમાં પડયું હોય છે, તોપણ માણસો કહે છે કે—'આ પાણી તળાવમાં ઉત્પન્ન થયું છે.' તેજ પ્રમાણે લોકાગ્ર ઉપર આરૂઢ થયેલા અરિહંતનાં વચનોજ હરિહરાદિકને વિષે પડ્યાં છે; છતાં તે વચનો હરિહરાદિકનાં છે એમ અજ્ઞાની લોકો બોલે છે. વળી જે જે નામો પ્રમાણથી લોકોત્તર સત્ત્વને કહેનારાં છે તે તે નામો અરિહંતનાંજ છે એમ તું જાણ. રજોગુણ, તમોગુણ અને સત્ત્વગુણના આભાસથી ઉત્પન્ન થયેલાં બ્રહ્માદિક નામો કરોડો વાર અનંત સંસારમાં ભમતાં મારી જેવાને પણ પ્રાપ્ત થાય છે. પોતાના દેવનાં [ વિષ્ણુનાં ] હજાર નામ સાંભળીને મૂઢ માણસ હર્ષિત થાય છે; કેમકે શિયાળને બોરની પ્રાપ્તિ થવાથી મોટો

---

૧ સારા અક્ષરવાળા અંથરૂપી, ૨ અંધારૂપી જૂનો.

ઉત્સવ થાય છે, પરંતુ સિદ્ધના અનંત ગુણો હોવાથી જિનેશ્વરનાં નામો અનંત છે. અથવા તે નિર્ગુણ[1] હોવાથી તેનું એકે નામ નથી, તો તેના નામની સંખ્યા કોણ કહી શકે ? રજોગુણ તમોગુણ અને સત્ત્વગુણથી રહિત પરમેષ્ઠિના પ્રભાવથીજ આ જગત્ અજ્ઞાન રૂપી પંકમાં ડુબી જતું નથી. હું માનું છું કે ત્રણ લોકના નાથ અરિહંત મોક્ષમાં જતી વખતે આ જગતનું પાપમાંથી રક્ષણ કરવા માટે વહાલા એવા પણ પુણ્યને અહીંજ મૂકી ગયા છે અને સમિતિમાં ઉદ્યમવંત પ્રભુ પાસેથી નાસીને પાપ ભવરૂપી અરણ્યમાં ગયું છે. આ કારણથીજ પુણ્યપાપરહિત થયેલા ભગવાન જિનેશ્વર લોકાગ્રરૂપી મહેલમાં આરૂઢ થઇ મુક્તિરૂપી સ્ત્રી સાથે ક્રીડા કરે છે. જિનેશ્વર દાતા છે, જિનેશ્વર ભોક્તા છે, આ સર્વ જગત જિનરૂપ છે, જિન સર્વત્ર જયવંતા છે, અને જે જિન છે તેજ આ છે. આ પ્રમાણેના ધ્યાનરસના આવેશથી તેમાં તન્મય [ તલ્લીન ] પણાને પામેલા ભવ્ય પ્રાણીઓ આ લોક તથા પરલોકમાં નિર્વિઘ્નપણે સમગ્ર લક્ષ્મીને પામે છે.

ઇતિ સપ્તમ પ્રકાશ.



# પ્રકાશ આઠમો.

અરિહંતોને પણ માન્ય કરવા લાયક તથા જેમનાં આઠે કર્મો ક્ષીણ થઈ ગયા છે એવાં પંદર પ્રકારના સિદ્ધોનું કોણ સત્પુરૂષો સ્મરણ ન કરે ? કર્મલેપ રહિત, ચિદાનંદ રૂપ. રૂપાદિક રહિત. સ્વભાવથી

---

૧ સત્વાદિક ગુણ રહિત.

જ લોકના અગ્રભાગને પામેલા, અનંત જ્ઞાન દર્શન ચારિત્ર તથા વીર્યને પામેલા, સાદિ અનંત સ્થિતિવાળા, એકત્રીશ ગુણોવાળા, પરમેશ્વરરૂપ અને પરમાત્મસ્વરૂપ સિદ્ધ ભગવાનો નિરંતર મારૂં શરણ હો. છત્રીશ ગુણોવડે શોભતા ગણધરો (આચાર્યો) મારૂં શરણ હો. સર્વ સૂત્રોનો ઉપદેશ કરનારા [ ભણાવનારા ] ઉપાધ્યાયો મારૂં શરણ હો. ક્ષાંતિ વિગેરે દશ પ્રકારના ધર્મમાં લીન થયેલા, સદા સામાયિકમાં સ્થિર રહેલા, જ્ઞાનાદિક ત્રણ રત્નને ધારણ કરનારા તથા અત્યંત ધૈર્યવાળા સાધુઓ મારૂં શરણ હો. જેમ ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય [નાશ) ને કરનારા બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરને વિષે તત્ત્વથી ભેદ નથી તેમ આચાર્ય, ઉપાધ્યાય ને સાધુને વિષે પણ તત્ત્વથી કાંઇ ભેદ નથી. તે ત્રણેનો મુનિપણામાં સમાવેશ થાય છે. જે ચરાચર જગતના આધારરૂપ કહેલો છે, એવો કેવળીભાષિત ધર્મ મારૂં ઉત્કૃષ્ટ શરણ હો. ધમરૂપી હિમાચળ પર્વત જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ રત્નત્રયી રૂપ ત્રિપથગાના[1] તરંગોવડે ત્રણ ભુવનને પવિત્ર કરનારો છે. વિવિધ પ્રકારના દ્રષ્ટાંત અને હેતુની ઉક્તિ [વચન] સંબંધી વિચારના સમૂહવાળા અને એકાંત વાદની સ્થિતિનું ખંડન કરનારા સ્યાદ્વાદ તત્ત્વમાં હું લીન થયો છું. સર્વજ્ઞના સમાગમમાં નવ તત્ત્વ રૂપી અમૃતનો કુંડ રહેલો છે, તે ગંભીરતાનું સ્થાન છે, તેથી તે સિધ્ધાંત મને પાતાળ જેવો ઉંડો (ગંભીર) ભાસે છે. શ્રીમાન્ જિનાગમ સર્વ જ્યોતિષીઓને માન્ય છે, મધ્યસ્થપણાનો આશ્રય કરનાર છે, રત્નાકરવડે વીંટાયેલ છે તથા અનંત દર્શનવાળો છે. સુમનસ

૧ સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એ ત્રણ માર્ગે જનારી ગંગા નદીના.

[ સારા મનવાળાં ] ના એક સ્થાનરૂપ, બે લોકની ઉપર રહેનાર તથા વિકસ્વર શાશ્વત જ્યોતિરૂપ પરમેષ્ઠિની વાણી શોભે છે. શ્રીધર્મરૂપી રાજાની રાજધાનીરૂપ, દુષ્કર્મરૂપી કમળોના વનને બાળી નાખવામાં હિમરૂપ અને સંદેહના સમૂહરૂપ લતાને છેદવામાં કુહાડી સમાન જિનેંદ્રની વાણી અમારા કલ્યાણને વૃદ્ધિ પમાડો. આ પ્રમાણે ધ્યાનરૂપ સમુદ્રમાં જેનો અંતરાત્મા મગ્ન થયો હોય છે. તેની કર્મગ્રંથી માટીના કાચા ઘડાની જેમ વિલય પામે છે. શ્રી, હ્રી, ધૃતિ, કીર્તિ, બુદ્ધિ અને લક્ષ્મીની લીલાને પ્રકાશ કરનાર તથા ચક્રવર્તીપણું, સ્વર્ગ અને મોક્ષને આપનાર નમસ્કાર મંત્ર નિરંતર જયવંત વર્તો.

સરસ્વતી નદીને કાંઠે શ્રી સિદ્ધપુર પાટણમાં સિદ્ધસેનસૂરિની વાણીએ આ શ્રીસિદ્ધચક્રનું માહાત્મ્ય ગાયું છે.

શ્રીસિદ્ધસેન આચાર્યે રચેલા શ્રીનમસ્કારના માહાત્મ્યને વિષે

આઠમો પ્રકાશ સમાપ્ત,

ઇતિ નમસ્કાર મહાત્મ્ય સંપૂર્ણ.

श्रीमत् જિનમાણિક્યવિનિર્મિત

# શ્રી કૂર્માપુત્ર ચરિત્ર.[1]

## ( ભાષાંતર. ) ૨

દેવેંદ્રો અને અસુરેંદ્રોએ જેના ચરણકમળને નમસ્કાર કર્યા છે, એવા શ્રી વર્ધમાનસ્વામીને નમસ્કાર કરીને હું સંક્ષેપથી કૂર્માપુત્રનું ચરિત્ર કહું છું.

આ ભરતક્ષેત્રમાં રાજગૃહ નામે શ્રેષ્ઠ નગર છે. તેમાં રહેનારા સમગ્ર પુરૂષો ન્યાયની રેખાને પામેલા હતા. એકદા તે નગરની બહાર ગુણના સ્થાન રૂપ ગુણશીલ નામના ચૈત્યને વિષે શ્રી વર્ધમાનસ્વામી સમવસર્યા. તે વખતે ત્યાં દેવોએ પ્રાણીઓના ઘણાં પાપકર્મનો નાશ કરનાર અને મણિ, સુવર્ણ તથા રૂપાના ત્રણ પ્રાકાર (ગઢ)ની કાંતિવડે દેદીપ્યમાન સમવસરણ રચ્યું. તેમાં બેઠેલા સુવર્ણ જેવા શરીરવાળા અને સમુદ્રની જેવા ગંભીર શ્રી મહાવીરસ્વામીએ દાનાદિક ચાર ભેદવાળા અત્યંત મનોહર ધર્મનો ઉપદેશ આપ્યોઃ—

" ધર્મના ચાર ભેદ છે—દાન ૧, શીળ ૨, તપ ૩, અને ભાવ ૪. તે ચારમાં ભાવધર્મનો પ્રભાવ વિશેષ છે એમ જાણવું. ભાવ ભવસમુદ્રને તારવામાં નાવ સમાન છે, ભાવ સ્વર્ગ અને મોક્ષરૂપી નગરમાં જવાના માર્ગરૂપે છે અને ભાવ ભવ્ય પ્રાણીઓએ મનમાં ચિંતવેલા અચિંત્ય પદાર્થો આપવામાં ચિંતામણિ રત્ન સમાન છે.

---

૧ અસલ માગધી ભાષાનું આ ચરિત્ર સંસ્કૃત છાયા સાથે છપાઇને આવતાં તેનું આ ભાષાંતર કરાવવામાં આવ્યું છે. તંત્રી.

તત્ત્વને જાણનાર કૂર્માપુત્ર કે જેણે [દ્રવ્ય] ચારિત્ર ગ્રહણ કર્યું નહોતું અને ગ્રહસ્થાવાસમાં વસતા હતા છતાં પણ ભાવધર્મને લીધે તે કેવળજ્ઞાન પામ્યા હતા.”

આ અવસરે ઇંદ્રભૂતિ નામના ગણધર કે જે ભગવાન શ્રી મહાવીર સ્વામીના મોટા-પહેલા શિષ્ય હતા, જેમનું ગોત્ર ગૌતમ નામે હતું, જેમનું શરીરસંસ્થાન સમચતુરસ્ર હતું, જેમનું સંઘયણ વજ્રઋષભનારાચ હતું, સુવર્ણના લેશની [કકડાની] કસોટીના પત્થર પર પડેલી રેખા જેવો તથા કમળના ખંડ જેવો જેમના શરીરનો ગૌર વર્ણ હતો, જેમનું તપ ઉગ્ર હતું, દેદીપ્યમાન હતું-મોટું હતું અને ઘોર હતું, અર્થાત્ ઉગ્ર તપસ્વી હતા, ઉગ્ર બ્રહ્મચર્યવાળા હતા, સ્નાનાદિક સુશ્રુષા નહીં કરવાથી જેણે શરીરપરની મમતાનો પણ ત્યાગ કર્યો હતો એટલે જેને શરીર ઉપર પણ મમતા નહોતી, જેમને તેજોલેશ્યા વિગેરે લબ્ધિઓ પ્રાપ્ત થઈ હતી છતાંપણ ગુપ્તજ રાખી હતી, જેઓ ચૌદ પૂર્વી હતા, જેમને ચાર જ્ઞાન પ્રાપ્ત થયાં હતાં, પાંચસો મુનિઓથી જે સેવાતા હતા, તથા સતત્ છઠ્ઠ છઠ્ઠ તપ કરીને જે આત્માને ભાવતા હતા, તે ગૌતમ ગણધર ઉભા થયા અને તેણે ભગવાન્ શ્રી મહાવીરસ્વામીને ત્રણ પ્રદક્ષિણા કરીને વંદના કરી, નમસ્કાર કર્યા અને પૂછયું કે-“હે ભગવાન ! કૂર્માપુત્ર કોણ હતા ? અને તેમણે ગૃહવાસમાં વસતાં તથા શુભ ભાવ ભાવતાં અનંત, ઉત્તમ, વ્યાઘાત રહિત, આવરણ રહિત, સમગ્ર અને પરિપૂર્ણ એવું કેવળજ્ઞાન તથા કેવળદર્શન શી રીતે ઉત્પન્ન કર્યું ( મેળવ્યું ) ? તે કૃપા કરીને કહો.” એવો પ્રશ્ન સાંભળી શ્રમણ ભગવાન મહાવીરસ્વામી એક યોજન સુધી વિસ્તાર પામતી અમૃત જેવી વાણીવડે બોલ્યા કે—

"હે ગૌતમ ! તું મને કૂર્માપુત્રનું આશ્ચર્યકારક ચરિત્ર પૂછે છે, તો તેનું ચરિત્ર હું કહું છું તે તું એકાગ્ર ચિત્તવાળો થઈને સમગ્ર ચરિત્ર સાંભળઃ—

આ જંબૂદ્વીપ નામના દ્વીપને વિષે ભરતક્ષેત્રની મધ્યે જગતમાં પ્રખ્યાત એવું દુર્ગમપુર નામનું નગર છે. તે નગરમાં દ્રોણુ નામનો રાજા હતો. તેણે પોતાના પ્રતાપની લક્ષ્મીવડે સૂર્યને જીતી લીધો હતો અને તે નિરંતર શત્રુરહિત નિષ્કંટક રાજ્યને પાળતો હતો: મહાદેવને પાર્વતીની જેમ અને વાસુદેવને લક્ષ્મીની જેમ તે રાજાને દ્રુમા નામની પટ્ટરાણી હતી. તેમને અત્યંત સુકુમાળ શરીરવાળો, મનોહર રૂપવડે કામદેવને જીતનારો, ગુણરૂપી મણિઓનો વિધિ અને ઘણા મનુષ્યોને આધારરૂપ દુર્લભ નામનો પુત્ર થયો હતો. તે કુમાર પોતાની યુવાવસ્થાના અને રાજ્યના મદવડે બીજા ઘણા કુમારોને દડાની જેમ આકાશમાં ઉછાળી નિરંતર ક્રીડા કરતો હતો. એકદા તે નગરના દુર્ગિલ નામના ઉદ્યાનમાં એક સુલોચન નામના કેવળજ્ઞાની ગુરૂ પધાર્યા. તે ઉદ્યાનમાં ભદ્રમુખી નામની યક્ષિણીનો નિરંતર નિવાસ હતો. તેણે ઘણા શાળવૃક્ષ અને વટવૃક્ષની નીચે પાતાળમાં રહેલા ભવનમાં પોતાનો નિવાસ રાખેલો હતો. તે યક્ષિણીએ કેવળજ્ઞાનની લક્ષ્મીથી શોભતા અને સર્વ સંશયને નાશ કરનાર તે સુલોચન સદ્‌ગુરૂને ભક્તિના સમૂહવડે પ્રણામ કરીને પૂછયું કે—"હે પૂજ્ય ! હું પૂર્વ ભવમાં માનવતી નામની મનુષ્યણી હતી, તે વખતે સુવેલ નામના વેલંધર દેવની ભોગવવાલાયક પ્રાણપ્રિયા હતી. ત્યાંથી આયુષ્યના ક્ષયે મરણ પામીને હું આ વનમાં ભદ્રમુખી નામની યક્ષિણી થઈ છું. તે ભવનો મારો ભર્તાર ત્યાંથી ચ્યવીને કયાં ઉત્પન્ન થયો છે ? તે

હે સ્વામી ! કૃપા કરીને કહો." સુલોચન નામના કેવળી મધુર વાણીવડે બોલ્યા કે—" હે ભદ્રે ! સાંભળ, તે તારો અત્યંત દુર્લભ પ્રિય આજ નગરમાં દ્રોણ રાજાનો પુત્ર દુર્લભ નામે થયો છે." તે સાંભળીને મનોહર મુખવાળી ભદ્રમુખી યક્ષિણી હર્ષ પામી અને માનવતીનું રૂપ ધારણ કરી કુમારની સમીપે ગઈ. ત્યાં ઘણા રાજકુમારોને ઉછાળવાની ક્રીડામાં તત્પર તે કુમારને જોઇ હસીને તે બોલી કે—" આવા રાંકડાઓની સાથે ક્રીડા કરવાથી શું ફળ છે ? જો તમારૂં ચિત્ત વિચિત્ર પ્રકારના આશ્ચર્ય જોવાને ઇચ્છતું હોય તો મારી પાછળ આવો." આવું તેનું વચન સાંભળી તે કુમારનું ચિત્ત કૌતુકથી વ્યાકુળ થયું, તેથી તે તે કન્યાની પાછળ ચાલ્યો. તેની આગળ ઉતાવળે ચાલતી યક્ષિણી તેને પ્રથમ પોતાના વનમાં લઇ ગઇ અને ત્યાંથી ઘણા શાળ અને વટ વૃક્ષની નીચેના માર્ગ વડે પાતાળમાં લઇ ગઈ. ત્યાં તે કુમારે અત્યંત રમણીય સુવર્ણમય દેવભવન જોયું. તે ભવનનો મધ્ય ભાગ રત્નમય સ્તંભોની શ્રેણીના કાંતિસમૂહવડે ભરેલો હતો, મણિમય તોરણપંક્તિની મોટી પ્રભાના કિરણોવડે તે ભવન વિચિત્ર રંગવાળું દેખાતું હતું. મણિમય સ્થંભો ઉપર રહેલી પુતળીઓની ક્રીડા જોઇને જનસમૂહ ક્ષોભ પામે તેવું હતું; અને ઘણા પ્રકારની રચનાવાળાં વિચિત્ર ચિત્રોવડે તેમજ ગવાક્ષોના સમૂહવડે તે ભવન અત્યંત શોભતું હતું. જગતનાં ચિત્તને આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવું તે દેવભવન જોઇને અત્યંત વિસ્મય પામેલો કુમાર વિચાર કરવા લાગ્યો કે—" શું આ ઇંદ્રજાળ છે કે શું આ સ્વપ્ન છે ? મને મારી નગરીમાંથી આ ભવનમાં કોણ લઇ આવ્યું ?" આ પ્રમાણે શંકાથી વ્યાકુળ થયેલા કુમારને વ્યંતરદેવીએ પર્યંક ઉપર બેસાડીને વિનંતિ કરી કે—" હે સ્વામી ! મારૂં વચન સાંભળો,

હે સરળ બુદ્ધિવાળા નાથ ! ઘણે કાળે આજે મેં તમને જોયા છે. આ સુરભી વનમાં રહેલા મારા દેવભવનને વિષે મારા કાર્યને માટે મેં તમને આણ્યા છે. આજેજ મારા મનનો મનોરથરૂપી કલ્પવૃક્ષ ફળીભૂત થયો છે કે જેથી સારી રીતે કરેલા પુણ્યના વશથી આજે તમે મને પ્રાપ્ત થયા છો." આ પ્રમાણેનાં તેનાં વચન સાંભળીને તેમજ સુંદર નેત્રવાળું તેણીનું મુખ જોઈને કુમારના મનમાં પૂર્વ ભવનો સ્નેહ વિકાસ પામ્યો, તેથી તે વિચાર કરવા લાગ્યો કે- "આ સ્ત્રીને મેં કોઇ પણ ઠેકાણે જોઈ છે, આ સ્ત્રી મારા પૂર્વ પરિચયવાળી જણાય છે." આ રીતે ઉહાપોહ [ તર્કવિતર્ક ] કરતાં તેને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. જાતિસ્મરણ જ્ઞાનવડે તે કુમારે પોતાના પૂર્વ ભવનો વૃત્તાંત જાણ્યો એટલે તેણે પોતાનો પૂવ ભવ તે પ્રિયા પાસે કહી સંભલાવ્યો. ત્યારપછી દેવીએ પોતાની શક્તિથી તેના શરીરમાંથી અશુભ પુદ્ગળો દૂર કર્યા, અને શુભ પુદ્ગળો ક્ષેપવ્યા. પછી તે પૂર્વ ભવની પ્રિયા તેની સાથે લજ્જાદિકનો ત્યાગ કરીને સુખભોગ ભોગવવા લાગી. આ પ્રમાણે તે દેવભવનમાં રહી તે બન્ને વિષયસુખને ભોગવવા લાગ્યા. દેવો ચાર પ્રકારે વિષયસુખ ભોગવે છે. તે વિષે સ્થાનાંગ સૂત્રમાં કહ્યું છે કે-"ચાર પ્રકારે દેવોને ભોગ કહ્યો છે. તેમાં કોઈ દેવ દેવીની સાથે કામભોગ ભોગવે છે ૧, કોઈ દેવ છવીની[1] સાથે ભોગ ભોગવે છે ૨, કોઇ છવી દેવીની સાથે ભોગ ભોગવે છે ૩, અને કોઇ છવી છવીની[2] સાથે ભોગ ભોગવે છે. ૪. "

---

૧ ઔદારિક શરીરવાળા મનુષ્ય અને તિર્યંચ છવી કહેવાય છે. ૨ અહીં દેવોનો ભોગ કહેવાથી એમ જણાય છે કે કોઇ દેવ અને દેવી એ બન્ને કોઈ ઔદારિક શરીરમાં પ્રવેશ કરીને ભોગ ભોગવે અથવા ઔદારિક શરીર વિકુર્વીને ભોગ ભોગવે તેનો આ ચોથા ભેદમાં સમાસ થાય છે.

અહીં તે કુમારના માતપિતા પુત્રના વિયોગથી અત્યંત દુઃખી થયા, નિરંતર તેની શોધ કરાવવા લાગ્યા, પરંતુ તેનો પત્તો લાગ્યો નહીં. 'દેવોએ હરણ કરેલી વસ્તુ મનુષ્યો શી રીતે પામી શકે ? મનુષ્ય અને દેવની શક્તિમાં મોટું અંતર છે.' ત્યાર પછી દુઃખી થયેલા તેના માતાપિતાએ કોઈ કેવળજ્ઞાનીને પૂછ્યું કે—"હે ભગવન્! અમારો તે પુત્ર કયાં ગયો છે ?" ત્યારે કેવળીએ કહ્યું કે—"તમે સાવધાન મનવાળા થઇને શ્રવણ કરો. તે તમારા પુત્રને એક વ્યંતર દેવી હરી ગઇ છે." આ પ્રમાણેનું કેવળીનું વચન સાંભળી તે બન્ને આશ્ચર્ય અને વિસ્મય પામ્યા અને બોલ્યા કે—"હે પ્રભુ ! દેવતાઓ અપવિત્ર મનુષ્યનું હરણ કેમ કરે ? કારણ કે શાસ્ત્રમાં તો કહ્યું છે કે—મનુષ્યલોકનો દુર્ગંધ ચારસો પાંચસો યોજન ઉંચે જાય છે, તેથી કરીને દેવતાઓ અહીં મનુષ્યલોકમાં આવતા નથી. માત્ર જિનેશ્વરોના પાંચ કલ્યાણકોને વિષે તથા કોઇ મહર્ષિના તપના પ્રભાવને લીધે અને પૂર્વ જન્મના સ્નેહને લીધેજ અહીં આવે છે." તે સાંભળી કેવળીએ તે વ્યંતરીનો પૂર્વ જન્મ અને કુમાર ઉપરનો તેનો સ્નેહ એ વિગેરે સર્વ વૃત્તાંત કહી બતાવ્યો. ત્યારે તે બંને બોલ્યા કે—"હે સ્વામી ! કર્મના પરિણામ અત્યંત બળવાન્ છે, પરંતુ હે ભગવન્ ! અમને અમારા કુમારનો સમાગમ કોઇ પણ વખત કોઇ પણ પ્રકારે થશે કે નહીં?" કેવળી બોલ્યા—"હા, જયારે હું ફરીથી અહીં આવીશ ત્યારે તમને તેનો સમાગમ અહીં થશે." આ પ્રમણે વૃત્તાંત સાંભળીને કુમારના માતાપિતા વૈરાગ્ય પામ્યા, અને તેમણે નાના પુત્રને રાજ્યપર સ્થાપન કરી કેવળીની પાસે ચારિત્ર ગ્રહણ કર્યું

દુષ્કર તપ તપવામાં તત્પર, નિર્દોષ આહાર લેવામાં સાવધાન, નિઃસંગ માનવાળા અને ત્રણ ગુપ્તિને ધારણ કરનારા તે બન્નેએ ગુરૂ સાથે વિહાર કર્યો. એકદા એક ગામથી બીજે ગામ વિહાર કરતા તે જ્ઞાની મુનિ ફરીને તેજ દુર્ગિલ નામના ઉદ્યાનમાં તે બન્ને સાધુ સાધ્વી સહિત પધાર્યા. તે સમયે તે યક્ષિણીએ કુમારનું શેષ રહેલું અલ્પ આયુષ્ય જાણી કેવળી પાસે આવી ભક્તિ સહિત હાથ જોડીને પૂછ્યું કે—" હે ભગવન્ ! કોઇ પણ પ્રકારે અલ્પ આયુષ્યને વૃદ્ધિ પમાડી શકાય કે નહીં ? " ત્યારે કેવળજ્ઞાનવડે સમગ્ર પદાર્થના વિસ્તારને જાણનારા કેવળી ભગવંત બોલ્યા કે— 'હે મહાનુભાવ ! તીર્થંકરો, ગણધરો, ચક્રવર્તીઓ, બળદેવો અને વાસુદેવો એ સર્વે અત્યંત બળવાન હોય છે છતાં પણ તુટેલા આયુષ્યને સાંધી શકતા નથી. (પૂર્ણ થયેલા આયુષ્યને વધારી શકતા નથી). કહ્યું છે કે—"વિદ્યા, ઔષધ, પિતા, બંધુઓ, પુત્રો, ઇષ્ટ કુળદેવતા, સ્નેહના સંબંધવાળી માતા, ધન, સ્વજન, પરિવાર, શરીરનું બળ, દેવેંદ્ર અથવા અસુરેંદ્ર એ કોઇ પણ આયુષ્ય વધારવાને શક્તિમાન નથી. " આ પ્રમાણેનાં કેવળીનાં વચન સાંભળી તે દેવી જાણે પોતાનું સર્વસ્વ નાશ પામ્યું હોય તેમ મનમાં ખેદ પામી અને પોતાના ભવનમાં આવી. કુમારે તેને ખેદયુક્ત જોઈ કોમળ વચનવડે પૂછ્યું કે—" હે સ્વામિની ! હે પ્રિયા ! આજે તું મનમાં ખેદયુક્ત જણાય છે, તેનું શું કારણ ? તને કોઈએ દુઃખ આપ્યું છે ? કે કોઇએ તારી આજ્ઞાનું ખંડન કર્યું છે ? કે મારા કોઇ અપરાધથી તું અપ્રસન્ન થઇ છે ? " તે સાંભળી તેણે કાંઇ પણ જવાબ આપ્યો નહીં; અને મનમાં મોટા વિષાદના સમૂહને ધારણ કરીને મૌનજ રહી. ત્યારે કુમારે ફરીથી આગ્રહપૂર્વક પૂછ્યું, તે વખતે તેણે સમગ્ર વૃત્તાંત કહ્યો

કે—“ હે સ્વામિન્ ! મેં અવધિજ્ઞાનવડે તમારૂં આયુષ્ય અલ્પ રહ્યું છે એમ જાણ્યું, તેથી આયુષ્યનું સ્વરૂપ મેં કેવળી પાસે જઇને પૂછ્યું, અને તેમણે તેનું સ્વરૂપ કહ્યું. આ કારણથી હે નાથ ! મારા શરીરમાં આપના વિયોગદુઃખરૂપ શલ્યે પ્રવેશ કર્યો છે. વિધાતાની ચેષ્ટા વક્ર થશે ત્યારે એટલે આપનું આયુષ્ય પૂર્ણ થશે ત્યારે હું તમારો વિરહ શી રીતે સહન કરી શકીશ?” તે સાંભળી કુમારે કહ્યું કે–“ હે દેવી ! તું હૃદયમાં ખેદ ન કર. જળના બિંદુની જેવા ચંચળ જીવિતને વિષે સ્થિરતાની બુદ્ધિ કોણ રાખે ? હવે તો જો તું મારા પર સાચો સ્નેહ રાખતી હો તો હે પ્રાણપ્રિયે ! મને તું તે કેવળીની પાસે લઇ જા કે જેથી હું મારા આત્માનું કાર્ય સાધું.” તે સાંભળી તેણે પોતાની શક્તિથી તે કુમારને કેવળી પાસે મૂક્યો. કુમાર કેવળીને વાંદી યોગ્ય સ્થાને બેઠો. ઘણે કાળે તે કુમારને જોઇને પુત્રના સ્નેહે કરીને ત્યાં બેઠેલા તેના માતાપિતા કે જે મુનિપણામાં હતા તે રૂદન કરવા લાગ્યા. કુમારે તેમને ઓળખ્યા નહીં; તેથી કેવળીએ તેને કહ્યું કે–“ હે કુમાર ! આ અહીં બેઠેલા મુનિ તથા સાધ્વી તારા માતાપિતા છે, તેમને તું વંદન કર.” કુમારે કેવળીને પૂછ્યું કે–“હે પ્રભુ ! તેઓએ વ્રતનો સ્વીકાર શા માટે કર્યો ?” ત્યારે કેવળીએ પુત્રના વિયોગનું કારણ કહી બતાવ્યું. તે સાંભળી કુમાર મેઘને જોઈ મોરની જેમ, ચંદ્રને જોઈ ચકોર પક્ષીની જેમ, સૂર્યને જોઇ ચક્રવાક પક્ષીની જેમ, ગાયને જોઇને વાછરડાની જેમ અને મનોહર વસંતઋતુને જોઇને કોયલની જેમ અત્યંત હર્ષ પામ્યો, અને હર્ષના વશથી તેના રોમાંચ વિકસ્વર થયા. તે પોતાના માતાપિતા સાધ્વી તથા મુનિને કંઠે વળગીને રોવા લાગ્યા. તેને પેલી યક્ષિણીએ મધુર વચનવડે નિવાર્યો–શાંત કર્યો. અશ્રુથી પૂર્ણ થયેલાં કુમા-

રનાં નેત્રોને પોતાના વસ્ત્રના છેડાથી તેણે લુઈ નાંખ્યાં. અહો ! મહામોહનો વિલાસ કેવો છે !

પછી પોતાના માતાપિતાના દર્શનથી ઉત્પન્ન થયેલા હર્ષના સમૂહવડે ભરપૂર થયેલા તેને તે દેવીએ કેવળજ્ઞાનીની પાસે બેસાડ્યો. એટલે સમય જોઇને કેવળીએ તે સર્વેના ઉપકાર કરે તેવી અને અમૃત રસની નીક જેવી ધર્મદેશના આ પ્રમાણે આપી કે—" અહો ભવ્ય જીવો ! જે ભવ્ય પ્રાણી મનુષ્યભવ પામીને ધર્મ કરવામાં પ્રમાદ કરે છે, તે ચિંતામણિ રત્નને પામીને તેને સમુદ્રમાં ગુમાવવા જેવું કરે છે. તેની ઉપર એક દૃષ્ટાંત કહુંછું તે સાંભળો.

કોઇ એક શ્રેષ્ઠ નગરમાં કળાકુશળ વણિક રહેતો હતો, તે ગુરૂ પાસે રત્નની પરીક્ષા કરવાનો ગ્રંથ ભણ્યો. તેમાં સૌગંધિક, કર્કેતન, રક્ત, ગોમેદ, ઇંદ્રનીલ, જળકાંત, સૂર્યકાંત, ચમસાર, ગર્ભ, અંક અને સ્ફટિક ઇત્યાદિક રત્નોનાં લક્ષણ, ગુણ, વર્ણ, નામ અને ગોત્ર એ સર્વ તે ભણ્યો, અને રત્નની પરીક્ષામાં નિપુણ થયો. એકદા તે વણિકે વિચાર કર્યો કે—' બીજાં રત્નો મેળવવામાં શું ફળ છે ? એક ચિંતામણિ જ સર્વ રત્નોમાં શિરોમણિ છે, અને વાંછિત અર્થને આપનાર છે; માટે તેજ મેળવું.' આમ વિચારીને તે ચિંતામણિ મેળવવા માટે અનેક ખાણોમાં ખોદવાનો પ્રયત્ન કરવા લાગ્યો. વિવિધ પ્રકારના ઉપાય કરવાથી પણ તે ચિંતામણિ મેળવી શકયો નહીં. કોઈએ તેને કહ્યું કે—' તું વહાણમાં બેસીને રત્નદ્વીપે જા. ત્યાં આશાપૂરી નામની દેવી છે તે તારૂં વાંછિત પૂર્ણ કરશે.' તે સાંભળીને તે રત્નદ્વીપે ગયો. ત્યાં ઉપવાસ કરીને તે દેવીની આરાધના કરવા લાગ્યો. એકવીશ ઉપવાસે દેવીએ સંતુષ્ટ થઈને તેને કહ્યું કે—' હે ભદ્ર ! શા માટે તેં મારૂં આરાધન કર્યું છે ?' તે બોલ્યો કે—' હે દેવી ! ચિંતામણિ [illegible] પ્રાપ્ત કરવા માટે મારો આ ઉદ્યમ છે.' દેવીએ કહ્યું—' હે ભદ્ર !

તારૂં તેવું ભાગ્યજ નથી; દેવો પણ પ્રાણીઓને તેના ભાગ્યને અનુસારે જ દ્રવ્ય આપે છે.' તે બોલ્યો—"જો મારૂં તેવું શ્રેષ્ઠ ભાગ્ય હોત તો હું તારી સેવાજ શા માટે કરત? તેથી તું તો મને રત્ન આપ, પછી જે થવાનું હોય તે ભલે થાય." ત્યારે તેણે તે વણિકને ચિંતામણિ રત્ન આપ્યું. તે લઈ સંતુષ્ટ થઈને પેલો વણિક પોતાના ઘર તરફ જવા માટે વહાણમાં ચાલ્યો. વહાણના એક પ્રદેશમાં બેઠેલો તે વણિક જેટલામાં મધ્ય સમુદ્રે આવ્યો, તેટલામાં પૂર્વ દિશામાં પૂર્ણિમાના ચંદ્રનો ઉદય થયો. તે ચંદ્રને જોઇને તે વણિક પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે–'આ ચિંતામણિનું તેજ અધિક છે કે ચંદ્રનું તેજ અધિક છે?' એમ વિચારી તેણે ચિંતામણિને પોતાના હાથમાં રાખ્યું અને વારંવાર પોતાની દૃષ્ટિવડે ચંદ્ર અને રત્ન સામું જોવા લાગ્યો. આ પ્રમાણે તે જોતો હતો તેટલામાં અભાગ્યને યોગે તેના હસ્તતળમાંથી અત્યંત સુકુમાળ તે શ્રેષ્ઠ રત્ન સમુદ્રમાં પડી ગયું. પછી સમુદ્રમાં પડીને ઘણી ઘણી રીતે તેની શોધ કરી તોપણ તે રત્ન તેને મળી શક્યું નહિ.

હવે શું સમગ્ર રત્નોમાં શિરોમણિ ચિંતામણિ કોઈ પણ પ્રકારે તે દુર્ભાગીને ફરીને પ્રાપ્ત થાય? નજ થાય. તેજ પ્રમાણે સેંકડો ભવભ્રમણ કરીને મહા પ્રયત્ને પ્રાપ્ત કરેલા મનુષ્યપણાને પ્રમાદના સમૂહને આધીન થયેલો જે જીવ ક્ષણમાત્રમાં હારી જાય છે તેને ફરીને તેની પ્રાપ્તિ થઈ શકતી નથી; પરંતુ મનુષ્યપણું પામીને જેઓ પોતાના હૃદયમાં જિનધર્મને ધારણ કરે છે તેઓનેજ ધન્ય છે, તેઓજ પુણ્યવંત છે, અને તેઓનુંજ મનુષ્યપણું સફળ અને લોકમાં શ્લાઘા કરવા યોગ્ય છે."

આ પ્રમાણેની ધર્મદેશના સાંભળીને યક્ષિણીએ સમકિત

ગ્રહણ કર્યું; અને કુમારે ગુરૂની પાસે સર્વવિરતિ ચારિત્ર ગ્રહણ કર્યું. પછી તે કુમારસાધુએ સ્થવિર સાધુની પાસે ચૌદ પૂર્વનો અભ્યાસ કર્યો, અને દુષ્કર તપસ્યા કરવામાં તત્પર થઇ માતાપિતાની સાથે વિહાર કરવા લાગ્યો. અનુક્રમે કુમાર અને તેના માતાપિતા એ ત્રણે ચારિત્રનું પાલન કરી મહાશુક્ર નામના સાતમા દેવલોકમાં મંદિર નામના વિમાનને વિષે દેવપણે ઉત્પન્ન થયા.

પેલી યક્ષિણી પણ મરીને વૈશાલી નામની નગરીમાં ભ્રમર નામના રાજાની કમળા નામે સત્ય શીળને ધારણ કરનારી ભાર્યા થઇ. અનુક્રમે ભ્રમર રાજા અને કમળા રાણી એ બન્ને જિનધર્મ ગ્રહણ કરી અંતે શુભ ધ્યાનવડે કાળ કરી તે મહાશુક્ર દેવલોકના મંદિર વિમાનમાંજ શ્રેષ્ઠ દેવતાઓ થયા.

આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં શ્રેષ્ઠ નીતિનાં દેદીપ્યમાન મંદિરરૂપ, ધન ધાન્યાદિકવડે સમૃદ્ધિવાળું અને સમગ્ર લોકમાં પ્રસિદ્ધ રાજગૃહ નામે શ્રેષ્ઠ નગર છે. તેમાં મહેંદ્રસિંહ નામે રાજા રાજ્ય કરતો હતો. તે શત્રુરૂપ હાથીઓનો વિનાશ કરવામાં સિંહ સમાન હતો, અને તેનું નામ સાંભળીને જ રણસંગ્રામમાં કરોડો સુભટો નાસી જતા હતા. તેને રૂપની સંપત્તિવડે દેવીના જેવી કૂર્માદેવી નામની પ્રિયા હતી; તે વિનય, વિવેક, વિચાર વિગેરે ગુણરૂપી આભૂષણોથી શોભતી હતી. ઇંદ્ર અને ઇંદ્રાણીની જેમ તથા કામદેવ અને રતિની જેમ વિષયસુખને ભોગવતાં તેમનો કાળ સુખે કરીને નિર્ગમન થતો હતો. એકદા તે કૂર્માદેવી પોતાની શય્યામાં કાંઇક જાગતી અને કાંઇક ઉંઘતી સુતી હતી; તેવામાં સ્વપ્નને વિષે તેણે આશ્ચર્યકારક અને મનોહર એક

દેવવિમાન જોયું. પ્રભાતકાળ થયો ત્યારે તે દેવી શય્યામાંથી ઉઠી રાજાની પાસે જઇ મધુર વચનવડે બોલી કે–"હે સ્વામિન્ ! આજે સ્વપ્નમાં દેવભવન જોઈને હું જાગૃત થઈ છું, તે સ્વપ્નનું વિશેષ ફળ મને શું પ્રાપ્ત થશે ? " રાણીની હકીકત સાંભળી રાજા હર્ષ પામ્યો, તુષ્ટમાન થયો, તેનું શરીર રોમાંચવડે વ્યાપ્ત થયું, અને પોતાની બુદ્ધિ અનુસારે તેણે કહ્યું કે–" હે દેવી ! તું નવ માસ અને સાત દિવસ પૂર્ણ થશે ત્યારે ઘણાં લક્ષણો અને ગુણોથી પરિપૂર્ણ તથા જગતનાં નેત્રોને આનંદ આપનાર પુત્રને પ્રસવીશ. " આ પ્રમાણેનું રાજાનું વચન સાંભળી રાણી પોતાના હૃદયમાં હર્ષ પામી, સંતુષ્ટ થઇ, અને પતિની આજ્ઞા લઈને પોતાના મહેલમાં ગઇ. તે વખતે પુણ્યશાળી દુર્લભકુમારનો જીવ દેવનું આયુષ્ય પૂર્ણ કરીને સરોવરને વિષે હંસની જેમ કૂર્માદેવીના ઉદરને વિષે ઉત્પન્ન થયો. રત્નવડે રત્નખાણની જેમ અને મુકતાફળવડે છીપ-સંપુટની જેમ તે ગર્ભવડે રાણીએ અત્યંત સૌભાગ્ય ધારણ કર્યું. તેને ગર્ભના પ્રભાવથી અને પુણ્યના ઉદયથી સૌભાગ્યને પ્રાપ્ત કરનારો ધર્મશાસ્ત્ર શ્રવણ કરવાનો દોહદ ઉત્પન્ન થયો. તેથી રાજાએ કૂર્માદેવીને ધર્મ શ્રવણ કરવા માટે સેવકોને નગરમાં મોકલીને છએ દર્શનના જ્ઞાની પંડિતોને બોલાવ્યા. તેઓ સ્નાન કરી, બળિકર્મ કરી, કૌતુક મંગળ વિગેરે ક્રિયાઓ કરી તથા પોતપોતાના ધર્મપુસ્તકોને હસ્તમાં ગ્રહણ કરી રાજસભામાં આવ્યા. તેઓએ રાજાને આશીર્વાદ આપ્યો, રાજાએ તેમને માન સન્માન આપ્યું, અને ભદ્રાસન પર બેસાડ્યા. પછી તેઓએ પોતપોતાનો ધર્મ વર્ણવ્યો. હિંસાદિક આશ્રવવાળો અન્ય દર્શનીઓનો કહેલો ધર્મ સાંભળીને જિનધર્મમાં લીન થયેલી દેવી ઉલટી

અત્યંત ખેદ પામી. કહ્યુ છે કે–" અનેક પ્રકારે દાન આપો, માનવ્રતને ધારણ કરો, વેદાદિકનો અભ્યાસ કરો, અને દેવાદિકનુ નિરંતર ધ્યાન કરો; પરંતુ જો દયા ધર્મ પાળો નહીં તો તે સર્વ નિષ્ફળ છે, ભિક્ષા પણ નિષ્ફળ છે, વિવિધ પ્રકારના દાન દેવા તે પણ નિષ્ફળ છે, બાહ્ય અભ્યંતર તપ કરવો તે પણ નિષ્ફળ છે, આત્માદિકનું ધ્યાન કરવું નિષ્ફળ છે, અને મૌન વ્રત ધારણ કરવુ તે પણ નિષ્ફળ છે." ત્યાર પછી રાજાએ જિનધર્મનું પાલન કરનાર મહા ગુણવાન આચાર્યને બોલાવ્યા. તેમણે જિનાગમમાં કહેલા તત્ત્વના સારભૂત ધર્મનું સ્વરૂપ પ્રગટ કર્યું કે–" છ જીવનિકાયનું સમગ્રપણે પાલન કરવું એજ ધર્મ છે; કારણ કે પાંચ મહાવ્રતોમાં અહિંસાવ્રતને પ્રથમ વ્રત કહેલું છે. તે વિષે દશવૈકાલિક સૂત્રમાં કહ્યું છે કે– મહાવ્રતોમાં પહેલું સ્થાન શ્રીમહાવીરસ્વામીએ એ દેખાડયું છે કે સર્વ જીવોને વિષે નિપુણ એવી દયા પાળવી એજ ખરો સંયમ છે.' વળી ઉપદેશમાળામાં પણ કહ્યું છે કે–છ જીવનિકાયની દયાથી રહિત પ્રાણી ચારિત્રી પણ નથી અને ગૃહસ્થી પણ નથી. યતિધર્મથી ભ્રષ્ટ થયેલા પુરૂષ ગૃહસ્થના ધર્મથી પણ ભ્રષ્ટ થાય છે." આ પ્રમાણે મેઘની ગર્જના જેવાં મુનિવરનાં વચનો સાંભળીને રાણીનો મનરૂપી મયૂર અત્યંત ઉલ્લાસ પામ્યો. પછી રાણીનો દોહદ સંપૂર્ણ થવાથી ગર્ભસ્થિતિ પરિપૂર્ણ થઇ ત્યારે શુભ દિવસ અને શુભ સમયે તેણે પુત્રરત્ન પ્રસવ્યો. તે વખતે સર્વત્ર ઉત્તમ વાજિત્રો વાગવા લાગ્યા, આકાશને વિષે મનોહર શબ્દની ગર્જના થવા લાગી, શ્રેષ્ઠ મંગળ ભુંગળ અને ભેરીના શબ્દો થવા લાગ્યા, નફેરી જાતિના વાજિત્રના નવીન શબ્દો સંભળાવા લાગ્યા, ચિર-

કાળ સુધી ચતુર પુરૂષોના ચિત્તને આનંદ પમાડે તેવી બિરૂદાવળી બંદિજનો બોલવા લાગ્યા, અને વેશ્યાઓ નૃત્ય કરવા લાગી. આ પ્રમાણે પુત્રજન્મને અંગે મોટો ઉત્સવ થયો.

પછી માતાપિતાએ ધર્મ શ્રવણ કરવાના દોહદને અનુસરીને પુત્રનું ધર્મદેવ એવું મનોહર ગુણવાળું નામ પાડ્યું, અને હુલામણાનું કૂર્માપુત્ર એવું બીજું નામ પણ સ્થાપિત થયું. આ પ્રમાણેનાં તેનાં બન્ને નામો સાર્થક પ્રસિદ્ધ થયાં. તે કુમાર પાંચ ધાત્રીઓએ એક હાથમાંથી બીજે હાથે લેવાતો અને એક ખોળામાંથી બીજા ખોળામાં સંક્રમણ કરાતો સર્વ જનોને પ્રિય થઈ પડ્યો. અનુક્રમે વૃધ્ધિ પામેલો તે કુમાર પોતાની બુદ્ધિથી પોતાની મેળેજ બોંતેર કળાઓ ભણ્યો; તેમાં ઉપાધ્યાય તો માત્ર સાક્ષીરૂપેજ થયા. પૂર્વ જન્મને વિષે તેણે બીજા કુમારોનું ઉછાળવા વિગેરેથી જે કર્મબંધન કર્યું હતું તે કર્મના વશાથી તે બે હાથ પ્રમાણજ દેહને ધારણ કનાર વામન રૂપે રહ્યો. અનુક્રમે સૌભાગ્યે કરીને યુકત અને અતુલ રૂપના ગુણે કરીને યુવાન સ્ત્રીઓના મનને મોહ પમાડતો તે કુમાર યુવાવસ્થાને પામ્યો. યુવાવસ્થામાં સર્વ પ્રાણીને ઘણે પ્રકારે વિષયવિકારો ઉત્પન્ન થાય છે; પરંતુ આ કૂર્માપુત્રને તત્ત્વનું જ્ઞાન હોવાથી તેને તેવા વિષયવિકારો ઉત્પન્ન થયા નહીં, તે વિષયોથી વિરક્તજ રહ્યો. બ્રહ્મા, વિશ્ણુ અને મહેશ્વર વિગેરે સર્વે લૌકિક દેવો વિષયોને વશ થયેલા છે, પરંતુ આ કૂર્માપુત્રને ધન્ય છે કે જેણે વિષયોને પોતાને વશ કર્યા. તેણે પૂર્વ જન્મમાં ચિરકાળ સુધી નિરતિચારપણે ચારિત્રનું પાલન કર્યું હતું, તેથી આ ભવમાં યુવાવસ્થાને વિષે પણ તેને વિષયો ઉપર વિરક્તભાવ ઉત્પન્ન થયો.

એકદા કોઇ મુનીશ્વરના મુખથી ગણાતું શ્રુત સાંભળીને તે

કુમારને નિર્મળ જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. જાતિસ્મરણજ્ઞાનવડે સંસારની અસારતાને જાણીને શુભ ભાવની અત્યંત વૃદ્ધિ થવાથી તેણે ક્ષપકશ્રેણિપર આરોહણ કર્યું અને શુક્લધ્યાનને ધ્યાતાં દુઃસહ કર્મરૂપી ઇંધનના સમૂહને ધ્યાનરૂપી અગ્નિવડે બાળી દેવાથી તે કૂર્માપુત્રને ઉજ્વળ અનંત કેવળજ્ઞાન ઉત્પન્ન થયું.

કૂર્માપુત્ર કેવળીએ વિચાર્યું કે–" જો હું હમણા ચારિત્રને ગ્રહણ કરીશ તો મારા માતાપિતા મારા વિયોગથી ઉત્પન્ન થયેલા શોક અને દુઃખને લીધે અવશ્ય મરણ પામશે." એમ વિચારીને કેવળજ્ઞાન સહિત છતાં પણ માતાપિતાના સ્નેહથી તે ભાવચારિત્રી કુમાર ઘણા વખત સુધી ગૃહવાસને વિષેજ રહ્યા. જગતમાં માતાપિતાના ચરણનો ભક્ત કૂર્માપુત્ર જેવો બીજો કયો પુત્ર છે કે જે કેવળી થયા છતાં પણ તેમના પરની અનુકંપાને લીધે ચિરકાળ સુધી ગૃહવાસમાં રહે ! કૂર્માપુત્રની જેવો બીજો કયો પુત્ર ધન્ય ગણાવા યોગ્ય છે કે જે કેવળજ્ઞાની થયા છતાં પણ માતાપિતાને પ્રતિબોધ પમાડવાને માટે અજ્ઞાનીની જેમ ગૃહવાસમાં રહે !

ગૃહવાસમાં રહેવા છતાં પણ કૂર્માપુત્રને જે અનંત કેવળજ્ઞાન ઉત્પન્ન થયું, તે શુભ ભાવનાનોજ પ્રભાવ છે. ભરત ચક્રવર્તી પણ ઉત્તમ પ્રકારના મનોહર અંતઃપુરમાં લીન થયા હતા અને ગૃહસ્થી હતા તોપણ શુભ ભાવને લીધેજ અરિસાભુવનમાં કેવળજ્ઞાન પામ્યા હતા. ગૃહીવેષમાં રહેલ ઇલાપુત્ર વંશના અગ્ર ભાગ ઉપર ચડી નૃત્ય કરતા હતા, તેવામાં દૂર રહેલા ઘરને વિષે કોઇ મુનિવરને આહાર વહોરાવતા જોઈ શુભ ભાવ ઉત્પન્ન થવાથીજ કેવળી થયા હતા. ગૃહસ્થાશ્રમમાં રહેલ અષાઢાભૂતિ ભરત ચક્રીનું નાટક કરતા હતા, તેમાં અરિસાભુવનનો વેષ ભજવતાં તેને પણ શુભ ભાવ ઉ-

ત્પન્ન થવાથી કેવળજ્ઞાન પ્રાપ્ત થયું હતું. મેરૂ અને સરસવમાં જેટલું અંતર છે તેટલું દ્રવ્યક્રિયા અને ભાવક્રિયામાં અંતર સમજવું. ઉત્કૃષ્ટપણે દ્રવ્યસ્તવની આરાધના કરનાર જીવ અચ્યુત દેવલોક સુધી જઇ શકે છે, અને ભાવસ્તવના પ્રભાવથી તો એક અંતર્મુહૂર્તમાં મોક્ષને પામે છે.

આ મનુષ્યક્ષેત્રમાં ( અઢીદ્વીપમાં ) પાંચ મહાવિદેહ ક્ષેત્રો છે. દરેક વિદેહમાં બત્રીશ બત્રીશ વિજયો છે, બત્રીશને પાંચે ગુણવાથી કુલ એકસો ને સાઠ વિજયો છે, તેમાં પાંચ ભરત અને પાંચ ઐરવત ક્ષેત્ર ભેળવવાથી એકસો ને સીત્તેર ક્ષેત્રો થાય છે. તે સર્વ ક્ષેત્રમાં ઉત્કૃષ્ટ કાળે એક એક તીર્થંકર વિચરે છે, ત્યારે એકસો સીત્તેર તીર્થંકરો સમકાળે લભ્ય થાય છે. આ હકીકત પ્રસંગોપાત કહી છે. હવે પ્રસ્તુત વાત કહેવામાં આવે છે.

મહાવિદેહ ક્ષેત્રમાં મંગલાવતી નામના પ્રસિધ્ધ વિજયમાં ધનધાન્યથી પરિપૂર્ણ રત્નસંચયા નામની નગરી છે. તેમાં પ્રતાપે કરીને સૂર્યને જીતનાર અને સાઠ હજાર સ્ત્રીઓનો સ્વામી **દેવાદિત્ય** નામનો ચક્રવર્તી રાજા રાજ્ય ભોગવતો હતો. એકદા **જગદુત્તમ** નામના તીર્થંકર વિહાર કરતાં શ્રેષ્ઠ વૃક્ષોના સમૂહથી શોભતા તે નગરીના ઉદ્યાનમાં સમવસર્યા. તે વખતે ત્યાં વૈમાનિક, જ્યોતિષી અને ભવનપતિ દેવોએ રત્ન, સુવર્ણ અને રૂપાના ત્રણ પ્રાકારે કરીને મનોહર સમવસરણ રચ્યું. સૂર્યના આગમનને જાણી ચક્રવાક પક્ષીની જેમ જિનેશ્વરનું આગમન સાંભળીને ચક્રવર્તી ખુશી થયા, અને પરિવાર સહિત પ્રભુને વાંદવા આવ્યા. જિનેંદ્રને ત્રણ પ્રદક્ષિણા કરી વિધિપૂર્વક વંદન કરી નમ્રતાપૂર્વક હાથ જોડી યોગ્ય સ્થાને બેઠા, એટલે પ્રભુએ અમૃત જેવી મધુર વાણીવડે ભવ્ય જનોને સંસાર-

સમુદ્રનો પાર પમાડવામાં અદ્વિતીય પ્રવહણ સમાન આ પ્રમાણે ધર્મદેશના આપી કે—

" અહો ભવ્ય જીવો ! સાંભળો—નિગોદમાં રહેલો જીવ કોઈક પ્રકારે તેમાંથી નીકળી ઘણા ભવોમાં ભ્રમણ કરી મનુષ્યપણું પામે છે. મનુષ્યપણું પામ્યા છતાં પણ આર્યક્ષેત્ર અને ઉત્તમ કુળ પામવું દુર્લભ છે. કેમકે ઘણા જીવો તો ચોર અને મ્લેચ્છ જાતિમાં અને અનાર્ય ક્ષેત્રમાં ઉત્પન્ન થાય છે. આર્ય ક્ષેત્ર અને ઉત્તમ કુળ પામ્યાં છતાં પણ પાંચે ઇંદ્રિયોનું મનોહરપણું અને નિરોગીપણું પામવું દુર્લભ છે; કારણકે પ્રાયે કરીને કોઈ પણ મનુષ્યનું શરીર તદ્દન રોગરહિત જોવામાં આવતું નથી. ઇંદ્રિયોની સુંદરતા અને આરોગ્યતા પ્રાપ્ત થયા છતાં પણ જિનધર્મ શ્રવણ કરવાની સામગ્રી પ્રાપ્ત થવી દુર્લભ છે; કારણકે ઉત્તમ ગુણવાળા સાધુરૂપ ગુરૂ સર્વત્ર દેખાતા નથી. ગુરૂની જોગવાઈ મળ્યા છતાં પણ ધર્મનું શ્રવણ કરવું દુર્લભ છે. જિનધર્મનું શ્રવણ કર્યા છતાં પણ જિનેશ્વરનાં વચનને વિષે શ્રદ્ધા થવી દુર્લભ છે; કારણકે ઘણા માણસો તો વિષયરસમાંજ આસક્ત ચિત્તવાળા જોવામાં આવે છે. જિનવચનમાં શ્રદ્ધા પ્રાપ્ત થયાં છતાં પણ તે પ્રમાણે ક્રિયા કરવી અત્યંત દુર્લભ કહેલી છે; કારણકે શુભ ક્રિયામાં પ્રવૃત્ત થયાં છતાં પણ મનુષ્યને પ્રમાદ રૂપી શત્રુ નિરતિચાર ક્રિયા કરતાં અટકાવે છે. કહ્યું છે કે—" પ્રમાદ મોટો દ્વેષી છે, પ્રમાદ મોટો શત્રુ છે, પ્રમાદ મુક્તિ નગરીનો ચોર છે, અને પ્રમાદ નરકનું સ્થાન છે." જેઓ પૂર્વોક્ત સર્વ સામગ્રી પામીને પ્રમાદનો ત્યાગ કરી શુદ્ધ ચારિત્રનું પાલન કરે છે તેઓ જ ધન્ય છે, તેઓજ પુણ્યવંત છે, અને તેઓ જ પરમપદને પામી શકે છે."

આ પ્રમાણેનો જિનેશ્વરનો ઉત્કૃષ્ટ ઉપદેશ સાંભળીને કેટલાએક પુણ્યવંત મનુષ્યોએ ભાવથી સમકિત ગ્રહણ કર્યું, કેટલાકે ચારિત્ર ગ્રહણ કર્યું અને કેટલાકે દેશવિરતિ અંગીકાર કરી.

આ અવસરે કમળા, ભ્રમર, ક્રોણ અને દ્રુમાના જીવો કે જે પ્રથમ મહાશુક્ર દેવલોકમાં ઉત્પન્ન થયેલા હતા તેઓ ત્યાંથી ચ્યવીને ભરતક્ષેત્રના વૈતાઢ્ય પર્વત ઉપર વિદ્યાધરો થયા હતા. તે ચારે જણાએ સંસારના ભોગ ભોગવી ચારણમુનિ પાસે દીક્ષા ગ્રહણ કરી હતી. તેઓ ફરતા ફરતા જ્યાં આ દેશના દેવાય છે ત્યાં આવ્યા, અને જિનેશ્વરને વંદના કરીને તેમની પાસે બેઠા. તેમને જોઇને ચક્રવર્તીએ ધર્મચક્રી ( જિનેશ્વર ) ને પૂછ્યું કે—" હે ભગવન્ ! શુભ મનવાળા આ ચાર મુનિઓ કોણ છે ? અને ક્યાંથી અહીં આવ્યા છે ? " જિનેશ્વરે કહ્યું કે—" હે રાજા ! તમે સાંભળો. આ ચારે ચારણમુનિઓ મને વંદના કરવા માટે ભરતક્ષેત્રના વૈતાઢ્ય પર્વતપરથી અહીં આવ્યા છે. " ચક્રવર્તીએ પૂછ્યું કે–"હે ભગવન્ ! જે વૈતાઢ્ય પવર્તની આપ વાત કરો છો તે વૈતાઢ્ય પર્વતવાળા ભરતક્ષેત્રમાં હાલ કોઇ ચક્રવર્તી કે કેવળી છે ? " જિનેશ્વરે કહ્યું કે—" હે રાજન્ ! હાલ ભરતક્ષેત્રમાં કોઇ કેવળજ્ઞાની કે ચક્રવર્તી નથી, પરંતુ ગૃહવાસમાં રહેલો એક કૂર્માપુત્ર કેવળજ્ઞાની છે. " ત્યારે ચક્રવર્તીએ પૂછ્યું કે—" હે ભગવન્ ! શું કેવળજ્ઞાની ગ્રહવાસમાં પણ રહે ? " પ્રભુએ કહ્યું—"કૂર્માપુત્ર કેવળી પોતાના માતાપિતાને પ્રતિબોધ કરવાના હેતુથી ગૃહવાસમાં રહેલા છે." પછી તે ચારણ-મુનિઓએ પૂછ્યું કે—" હે ભગવન્ ! અમને કેવળજ્ઞાન થશે કે નહીં ? " પ્રભુએ કહ્યું–" તમને પણ થોડા કાળમાં કેવળજ્ઞાન પ્રાપ્ત થશે. " તેઓએ ફરીને પૂછ્યું–" હે મોક્ષપુરીમાં જનારા સાર્થ-

વાહ! અમને કેવળજ્ઞાન ક્યારે થશે?" ત્યારે જગદુત્તમ નામના જિનેશ્વર બોલ્યા કે—" જ્યારે કૂર્માપુત્ર કેવળી પોતે જ તમને મહાશુક્ર દેવલોકના મંદિર નામના વિમાનની કથા કહેશે ત્યારે તમને કેવળજ્ઞાન થશે." તે સાંભળીને તત્ત્વને જાણનાર અને ત્રણ ગુપ્તિને ધારણ કરનાર તે ચારે મુનિઓ જિનેશ્વરને નમીને આકાશમાર્ગે કૂર્માપુત્રની પાસે આવ્યા, અને મૌનપણે તેમની પાસે બેસી ગયા. કૂર્માપુત્ર કેવળી છતાં મુનિવેષમાં ન હોવાથી તેમને વાંદ્યા નહીં. કૂર્માપુત્ર કેવળીએ તેમને કહ્યું કે—"હે ભદ્રો! મહાશુક્ર દેવલોકમાં મંદિર વિમાનને વિષે આપણે સાથે રહીને જે સુખ ભોગવ્યું છે તે તમને જિનેશ્વરે કહ્યું નથી, તે આ પ્રમાણે છે." આમ કહીને કૂર્માપુત્ર કેવળીએ તે સુખનું સવિસ્તર વર્ણન કર્યું. તે વર્ણન સાંભળતાંજ તે ચારે ચારણમુનિઓને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થવાથી પૂર્વ જન્મનું સ્મરણ થયું, અને તરતજ તેઓ ક્ષપકશ્રેણિ પર આરૂઢ થયા.

ક્ષપકશ્રેણિનો ક્રમ આ પ્રમાણે છે-પ્રથમ અનંતાનુબંધી ચાર કષાય, મિથ્યાત્વમોહની, મિશ્રમોહની અને સમકિતમોહની એ સાત પ્રકૃતિ ખપાવી પછી અનુક્રમે પ્રત્યાખ્યાની અને અપ્રત્યાખ્યાની એ બે ચોકડીના આઠ કષાયો, નપુંસક વેદ, સ્ત્રીવેદ, હાસ્યાદિષટ્ક, પુરૂષવેદ અને ત્યાર પછી સંજ્વલન ક્રોધાદિકને ખપાવે છે. આઠ કષાય ખપાવતાં મધ્યમાં નરકગતિ, નરકાનુપૂર્વી, તિર્યંચગતિ, તિર્યંચાનુપૂર્વી, એકેંદ્રિયજાતિ, દ્વીંદ્રિયજાતિ, ત્રીંદ્રિયજાતિ અને ચતુરિંદ્રિયજાતિ, આતપ, ઉદ્યોત, સ્થાવર નામકર્મ, સૂક્ષ્મ, સાધારણ, અપર્યાપ્ત, નિદ્રાનિદ્રા, પ્રચલા પ્રચલા અને સ્ત્યાનર્દ્ધિ

એટલી પ્રકૃતિઓને ખપાવે છે,[1] અને પછી આઠ કષાયમાંથી રહેલ શેષ ભાગ ખપાવે છે. પછી વિશ્રાંતિ લઇને કેવળજ્ઞાન થવામાં બે સમય બાકી રહે ત્યારે પહેલા સમયમાં નિદ્રા, પ્રચલા અને નામ-કર્મની આ પ્રમાણેની ૧૫ પ્રકૃતિઓ—દેવગતિ, દેવાનુપૂર્વી, વૈક્રિય શરીરનામકર્મ, પહેલા સંઘયણ શિવાયના બીજા પાંચ સંઘયણો અને પોતાના સંસ્થાન શિવાયના પાંચ સંસ્થાનો, તીર્થંકર નામ કર્મ અને આહારક શરીરનામકર્મને ખપાવે છે,[2] અને બીજા એટલે છેલ્લા સમયે જ્ઞાનાવરણની પાંચ પ્રકૃતિઓ, દર્શનાવરણની ચાર પ્રકૃતિઓ અને અંતરાય કર્મની પાંચ પ્રકૃતિઓ કુલ ૧૪ પ્રકૃતિઓ ખપાવી કેવળજ્ઞાન પામે છે.

આ પ્રમાણે ક્ષપકશ્રેણિને પામીને તે ચારે મુનિઓ કેવળી થયા. પછી તેઓ જિનેશ્વરની પાસે જઇને કેવળીની પર્ષદામાં બેઠા. ત્યાં બેઠેલા ઇંદ્રે જગદુત્તમ જિનેશ્વરને પૂછ્યું કે—“ હે સ્વામિન્ ! આ મુનિઓએ તમને કેમ વંદના કરી નહિ ? ” પ્રભુએ કહ્યું કે—“ એઓએ કૂર્માપુત્ર પાસે કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું છે તેથી તેઓએ અમને વંદના કરી નથી. ” ફરીથી ઇંદ્રે પૂછ્યું કે—“ તે કૂર્માપુત્ર ક્યારે મહાવ્રતી થશે ? ” પ્રભુએ કહ્યું કે—

---

૧ આમાંથી અપર્યાપ્ત નામકર્મ ૧૪ મા ગુણઠાણાના દ્વીચરમ સમયે ખપાવવાનું કર્મગ્રંથમાં કહ્યું છે, અને તે શિવાયની ૧૬ પ્રકૃતિ અપ્રત્યાખ્યાની પ્રત્યાખ્યાની કષાયની બે ચોકડી ખપાવતાં વચમાં ખપાવે છે એમ કહ્યું છે.

૨ આ ૧૫ પૈકી ૧૪ નામકર્મની પ્રકૃતિઓ ૧૪ મા ગુણઠાણાના દ્વીચરમ-સમયે ખપાવે એમ કર્મગ્રંથમાં કહેલું છે અને જિનનામ ૧૪માના [illegible] સમયે ખપાવે એમ કહ્યું છે. કર્મગ્રંથનું કથન અન્ય ગ્રંથો સાથે [illegible]

"આજથી સાતમે દિવસે ત્રીજે પહોરે તે ચારિત્ર ગ્રહણ કરશે.[1]" આ પ્રમાણે કહીને જગદુત્તમ તીર્થંકર દેશનાથી વિરામ પામ્યા, અને સૂર્યની જેમ અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરતા સતા પૃથ્વીતળ ઉપર વિચરવા લાગ્યા.

ત્યારપછી યોગ્ય અવસર જાણ્યો એટલે મહા સત્ત્વવાન કૂર્માપુત્રે ગૃહસ્થ વેષનો ત્યાગ કરી વિશેષ પ્રકારે ક્લેશનો નાશ કરનાર મુનિવરનો વેષ અંગીકાર કર્યો. અને સમતાવડે લેપરહિત ચિત્તવાળા તે કેવળી ભગવાને દેવોએ રચેલા નિર્મળ સુવર્ણકમળ ઉપર બેસી આ પ્રમાણે ધર્મોપદેશ આપ્યો—" હે ભવ્ય પ્રાણીઓ ! દાન, તપ, શીળ અને ભાવ એ ચાર ધર્મના ભેદો છે. તેમાં અશુભ કર્મરૂપી રોગનો નાશ કરવામાં ઉત્તમ ઔષધ સમાન ભાવધર્મ અતિ શ્રેષ્ઠ છે. જેમ સર્વ દાનોમાં અભયદાન શ્રેષ્ઠ છે, સર્વ જ્ઞાનોમાં કેવળજ્ઞાન શ્રેષ્ઠ છે, સર્વ ધ્યાનોમાં શુક્લધ્યાન શ્રેષ્ઠ છે, તેમ સર્વ ધર્મોમાં ભાવધર્મ શ્રેષ્ઠ છે; કારણકે ગૃહવાસમાં વસતાં છતાં પણ ભવ્ય જીવો મનોહર ભાવવડે કરીને કેવળજ્ઞાન પ્રાપ્ત કરે છે, તેમાં મારૂંજ ઉદાહરણ છે." આ પ્રમાણે દેશના સાંભળીને તેના માતાપિતાએ પણ તત્ત્વને જાણીને ચારિત્ર ગ્રહણ કર્યું, અને તેનું શ્રેષ્ઠ સત્ત્વથી પ્રતિપાલન કરી તેઓ સદ્ગતિ પામ્યા. બીજા પણ ઘણા ભવ્ય જીવો કેવળીનાં વચનો સાંભળી પ્રતિબોધ પામ્યા. તેમાં કેટલાક સમકિત પામ્યા, કેટલાકે ચારિત્ર અંગીકાર કર્યું, અને કેટલાકે દેશવિરતિનો સ્વીકાર કર્યો. આ પ્રમાણે ઘણાં મનુષ્યોને બોધ પમાડી શ્રેષ્ઠ કેવળજ્ઞાની કૂર્માપુત્ર ચિરકાળ

---

૧ આ મહાવ્રતી થવું કે ચારિત્ર ગ્રહણ કરવું તે માત્ર મુનિવેષરૂપજ સમજવું, કારણકે ભાવચારિત્રી થઇને તો કેવળજ્ઞાન પામેલા છે.

સુધી કેવળી પર્યાય પાળી મોક્ષે ગયા.

જે ભવ્ય પ્રાણી વૈરાગ્યને ઉત્પન્ન કરનારૂં આ કૂર્માપુત્રનું ચરિત્ર સાંભળે છે તે સર્વ પાપથી મુક્ત થઇ અનંત સુખ ( મોક્ષ )-નું પાત્ર થાય છે.

શ્રીહેમવિમલ નામના સદ્‌ગુરૂના મોટા શિષ્ય શ્રીજિનમાણિક્ય મુનિએ આ પ્રકરણ રચ્યું છે, તે ચિરકાળ સુધી વંચાતું સતું જયવંત વર્તો.







# પ્રસ્તાવનારૂપે પ્રકાશકના બે બોલ.

પાદલિપ્તાચાર્યનું નામ જૈન સાહિત્યમાં સુપ્રસિદ્ધ છે. પ્રભાવક પ્રબંધચિંતામણિ આદિ અનેક ગ્રંથોમાં એમના સંબંધમાં લખેલું મળી આવે છે. સૌરાષ્ટ્રના સુપ્રસિદ્ધ જૈનતીર્થ શત્રુંજયગિરિની પવિત્ર તળેટીમાં આવેલું પાદલિપ્તપુર (પાલીતાણા) એજ એના નામનું અતિ પ્રાચીન સ્મરણસ્થાન છે એમ ઘણી જુની માન્યતા છે. પ્રભાવક અને ચમત્કારી પુરુષ તરીકેની ચિરપ્રચલિત ખ્યાતિ કરતાં યે પંડિતગણમાં પ્રકૃષ્ટ પ્રતિભાશાલી પુરુષ તરીકેની કીર્તિ એમની ઘણી જૂની છે. જે રસપૂર્ણ કથા વાચકોના હાથમાં છે તેના મૂળ કર્તા એ જ આચાર્ય હતા. એક કાળે-ઘણા જુના સૈકાઓમાં-જ્યારે સંસ્કૃત ભાષાની સર્વશ્રેષ્ઠ ગદ્ય-કાવ્ય કથા કાદંબરીના કર્તા બાણુ ભટ્ટનો જન્મયે થયો ન હતો ત્યારે પાદલિપ્તાચાર્યની તરંગવતી કથા સહૃદય વિદ્વાનોના સુકુમાર મનને ગંગાના કલ્લોલોની માફક નચાવ્યા કરતી હતી. સંસ્કૃત વાસવદત્તા અને પ્રાકૃત તરંગવતી એ બંને કથાઓ સેંકડો વર્ષો સુધી ભારતીય સરસ્વતી દેવીની કર્ણ-કલિકાઓ મનાતી હતી. જૈન આગમ સાહિત્યના દ્વિતીય યુગના મૂળ સૂત્રધાર વિદ્યમાન વાઙ્મયને અમર સ્વરૂપ આપનાર યુગપ્રવર જિનભદ્રગણિક્ષમાશ્રમણે પોતાના આવશ્યક મહાભાષ્યમાં (જુઓ ગાથા ૧૫૦૮, તરંગવતીનો નામનિર્દેશ કર્યો છે અને તેનુજ પુનરુચ્ચારણ આચાર્યવર્ય શ્રી હરિભદ્રે પોતાની આવશ્યક ટીકામાં કર્યું છે. હરિભદ્રસૂરિના શિષ્ય અને કુવલયમાલા કથાના કર્તા દાક્ષિણ્યચિહ્ન ઉદ્યોતન સૂરિએ (શક સંવત ૭૦૦, વિક્રમ સંવત્ ૮૩૫ ) પોતાની કથાના પ્રારંભમાં પાદલિપ્તાચાર્યની પ્રતિભાની પ્રશંસા સૂચવતા ત્રણ શ્લોકો લખ્યા છે. તેમાં તરંગવતી માટે લખ્યું છે કેઃ—

चक्काय जुवल सहिया रम्मत्तण–रायहंस–कयहरिसा।

जस्स कुलप्पव्वयस्स व वियरइ गंगा तरंगमई ॥

મહાકવિ બાણભટ્ટને વિધિએ અર્પેલા અદ્વિતીયતાના આસનથી ઉતારી પાડનાર સિદ્ધ સારસ્વત કવીશ્વર ધનપાળે પણ પોતાની તિલકમંજરીની પીઠિકામાં પાદલિપ્તસૂરિની સ્તુતિ કરતાં લખ્યું છે કેઃ–

प्रसन्नगम्भीरपथा, रथाङ्गमिथुनाश्रया।

पुण्या पुनाति गङ्गेव, गां तरङ्गवती कथा ॥

सुपासनाह चरियं નામે પ્રાકૃત ભાષામાં એક ઉત્તમ ચરિત્ર રચનાર લક્ષ્મણ ગણિએ ( વિ. સં. ૧૧૯૯ ), એ ચરિત્રની પ્રસ્તાવનામાં પૂર્વ કવિઓનાં ગુણગાન કરતાં તરંગવતીનું ગૌરવ આ પ્રમાણે ગાયું છેઃ–

को न जणो हरिसिज्जइ, तरंगवइ–वइयरं सुणेऊण।

इयरे पबंध–सिंधु वि, पाविया जीए महुरत्तं ॥

પ્રભાવક ચરિત્રના કર્તાએ પાદલિપ્તાચાર્યનું મૃત્યુ સાંભળી કોઇ કવિએ કાઢેલ દુઃખોદ્‌ગારનિદર્શક એક પ્રાચીન પ્રાકૃત ગાથા સંગ્રહી રાખી છે જેમાં જણાવ્યું છે કેઃ—

सीसं कहवि न फुट्टं, जमस्स पालित्तयं हरंतस्स।

जस्स मुहनिज्झराओ, तरंगलोला नई वूढा ॥

પાદલિપ્તાચાર્યની તે મૂળ કૃતિ આજે ક્યાંયે ઉપલબ્ધ નથી. ઘણા જુના ભંડારોમાં અને તેવી જૂની ટીપોમાં પણ આ કથાનો ઉલ્લેખ મળી આવતો નથી. આથી જણાય છે કે એ મૂળ કથા ઘણા જૂના સમયમાં નષ્ટપ્રાય થએલી હોવી જોઇએ.

જે કૃતિને આધારે પ્રસ્તુત અનુવાદ તૈયાર કરવામાં આવેલો છે તે વાત ગ્રંથની શરૂઆતમાંજ ગ્રંથકારે પૂર્વ કથન રૂપે કહી છે. આખો ગ્રંથ પ્રાયઃ ૧૬૪૪ પ્રાકૃત આર્યામાં રચેલો છે. મૂળ કથા ગદ્યપદ્ય

હરો. ઉપર જે મૂળ કથાની પ્રશંસા જણાવનારા પદ્યો ટાંકેલાં છે તે ઉપરથી તેનું મહત્વ સહેજે જાણી શકાય તેમ છે. વિદ્વાન્ શોધકો અને મુનિઓ આ બાબત લક્ષ્ય રાખે અને જૂના પુરાણા ભંડારોમાંથી જો મૂળ ગ્રંથ મળી આવે તો જૈન કથાસાહિત્યની કીર્તિ દિગંત પર્યંત ઝળકી ઉઠે તેમ છે.

આ ગ્રંથની એક મૂળ પ્રતિ, અમદાવાદમાં ચંચળબાઇના ભંડાર તરફથી અને એક બીજી પ્રત પાલીતાણાના આણંદજી કલ્યાણજીના ભંડારમાંથી મળેલી છે. આમાંની એક પ્રતિ જર્મનીના પ્રસિદ્ધ વિદ્વાન્ પ્રો. યાકોબીને, રા. રા. કેશવલાલ પ્રે. મોદીએ મોકલેલી, અને તેમણે તે પ્રતિ પોતાના મિત્ર ડૉ. લૉયમાનને આપી. ડૉ. લૉયમાનને એ ગ્રંથ અતિશય રસદાયક જણાયાથી તેમણે આખા ગ્રંથનો જર્મન ભાષામાં ઉત્તમ અનુવાદ કરી તેને છપાવીને પ્રસિદ્ધ કરી દીધો. ડૉ લોયમેનનો એ અનુવાદ ઘણો સરસ અને કાવ્યભરી ભાષામાં થએલો હોવાથી તેમજ મૂળ કથાની વસ્તુ પણ એક ભાવપૂર્ણ ભારતીય આદર્શ હોવાથી યુરોપમાં તેના તરફ સારૂં લક્ષ્ય ખેંચાયું છે અને બીજી યુરોપીય ભાષાઓમાં પણ તેનાં ભાષાંતરો થવા લાગ્યાં છે. એ જર્મન અનુવાદ ઉપરથી એનું આ ગુજરાતી ભાષાન્તર શ્રીયુત નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલે તૈયાર કરી સાહિત્યપ્રેમી શ્રી જિનવિજયજી પાસે શોધાવ્યું છે." મિ. મોદીએ પોતાની સદ્ગત ગુણીયલ બેનના સ્મરણાર્થે કરાવેલી તે તેની પહેલી આવૃત્તિ લગભગ ખલાસ થવા આવ્યાથી, કાળજી પૂર્વક સંશોધન કરીને, સાહિત્યપ્રેમી મોદીની સમંતિથી, તેની આ બીજી આવૃત્તિ કરવામાં આવી છે. વાંચનારની અનુકુળતા ખાતર પહેલી આવૃતિમાંના સઘળા ગાથાંક તથા કૌંસમાંનું કેટલુંક અનુપયોગી લાગતું લખાણ કમી કરેલ છે અને સર્વવિરતિ સામાયકની વ્યાખ્યામાં થ- યેલી ભૂલને સુધારી લેવામાં આવી છે.

પ્રો, લોયમેન પોતાની જર્મન પ્રસ્તાવનામાં લખે છેઃ—
" હું આ જે કથા રજુ કરૂં છું તે ખરેખર એક નવીન કથા છે.

કારણ કે ભારતવાસીયો સિવાય બહારના કોઇએ અદ્યાપિ એ વાંચી નથી અને જે ભારતમાં એકવાર એ લોકપ્રિય થઇ પડી હતી, ખુદ તે ભારતમાં પણ આજે એને કોઇ જાણતું નથી. આ કથા પ્રાચિન ભારતનુ દર્શન છે, પણ વાંચીને એને વાચક કયા કાળમાં મુકશે એ હું ચોક્કસ રીતે જાણતો નથી. ટુંકામાં એટલુંજ કહેવાનુ કે એમાં વર્ણવેલા ધાર્મિક સિદ્ધાન્તો બૌદ્ધ કાળમાં પ્રગટ થયા છે, તેથી કથા ક્રાઇસ્ટના પછીના કાળમાં એટલે કે બીજી કે ત્રીજી સદીમાં લખાઇ હોવી જોઇએ. કાળનિર્ણય ચોક્કસ રીતે વાચક જાણશે ત્યારે વખતે ફરીવાર એનો ભ્રમ ઉડી જશે. આ આપણું પુસ્તક દરેક સાહિત્યભક્તને અને દરેક ધર્મશોધકને બહુ ઉપયોગી થઇ પડશે. માનસશાસ્ત્રીને પણ ઉપયોગી થઇ પડશે; અને એ આશ્ચર્ય સહિત જોઇ શકશે કે પુનર્જન્મનો સિદ્ધાન્ત કેવી પ્રબળતાથી ભાવનામય પ્રદેશ ઉપર અસર કરી ઠેઠ વસ્તુસ્થિતિમાં આવી ઠરે છે અને શ્રદ્ધાના સામાન્ય મતો પેઠે એ મત પણ વ્યવસ્થિત રીતે પ્રવર્તે છે." વળી "આપણી કથામાં પુનર્જન્મની ભાવના અવિરોધભાવે પ્રકટ થાય છે, કારણ કે આપણે માત્ર કોઇ કોઇ વાર સાંભળેલી એવી પ્રકૃતિજીવનની સાચી કથાઓ પણ એમાં આવે છે."

પથ્થર જેવા કઠણ હૃદયવાળાને પણ પીગળાવે એવી આ અતિ અદ્ભૂત અસરકારક કથા ઉપરાંત દયાનિધાન ઉક્ત સૂરિવરે નિર્વાણકલિકા અને પ્રશ્નપ્રકાશની રચના કરી જાણી છે. છેવટે પોતે નાગાર્જુન સાથે શ્રી સિદ્ધાચળ તીર્થ ઉપર આવી અનશન કરી, ઇશાન દેવલોકમાં ઇન્દ્ર સામાનિક થયાની વાત તેમના ચરિત્રમાંથી તરી આવે છે. તેમનું સવિસ્તર ચરિત્ર અન્યસ્થલે પ્રસિદ્ધ થયેલું ભક્તિભાવે જોવા જાણવા અને તેનું સોલ્લાસ અનુમોદનાદિક કરવા, સૌ ભાઇ બહેનોને પ્રેરણા કરવા સાથે શેઠ નરોત્તમદાસ ભાણજી એ બતાવેલી આર્થિક ઉદારતાની અને પ્રુફશીટો તપાસી દેવા જાદવજી માસ્તરે રાખેલી કાળજીની કદર કરી વિરમું છું.

(સિદ્ધક્ષેત્ર) ૧૯૮૧, મહા શુદ ૧૫ સદ્ગુણાનુરાગી કર્પૂરવિજયજી.





શ્રી

# પાદલિપ્તસૂરિ પ્રણીત તરંગવતી

( ઉપરથી )

## શ્રી નેમિચંદ્ર ગણિકૃત કથા સંક્ષેપ.

### ( ૧. મંગલાચરણ અને પૂર્વકથન. )

શાશ્વત, અચળ અને અનુપમ સુખને પ્રાપ્ત કરનાર તથા જન્મ મરણના કલ્લોલોવાળા દુઃખસમુદ્રથી પાર થનાર સર્વ સિદ્ધાત્માઓને વન્દન હો. સદ્ગુણ, સચ્છીલ, વિનય અને વિજ્ઞાન વડે સંઘસમુદ્રની શોભા વધારનાર સત્પુરુષોને નમસ્કાર હો. જેના પ્રભાવથી મૃત છતાં પણ જે કવિવરો સદા જીવિત જણાય છે તે સંગીત અને સાહિત્યની અધિષ્ઠાત્રી દેવી સરસ્વતી સુપ્રસન્ન થાઓ. કાવ્યરૂપી સુવર્ણના ગુણ દોષોની પરીક્ષા માટે જે કસોટી સમાન ગણાય છે તે વિદ્વત્સમાજનું કલ્યાણ થાઓ.

પાદલિપ્ત આચાર્યે તરંગવતી નામે એક કથા લોકભાષામાં રચીછે, તે ઘણી વિસ્તૃત અને વિચિત્ર છે. એમાં કેટલાં યે કુલકો ભરેલાં છે, કેટલા યે યુગલકો ગુંથેલા છે અને કેટલાં યે ષટ્કોનાં ષટ્કો રચેલાં છે, એ કારણથી એ કથાને નથી તો કોઇ સાંભળતું, નથી તો કોઇ પૂછતું અને નથી તો કોઇ કહેતું. કેવળ એ વિદ્વાનોના જ ઉપયોગની વસ્તુ થઇ પડી છે. ઇતર જનોને એનો કાંઇ ઉપયોગ થતો નથી, તેથી એવા જનોના હિતાર્થે, તેમજ એ કથા સર્વથા નષ્ટ ન થાય એ માટે પણ એમાંની ક્લિષ્ટગાથાઓ

અને લોકપદોને છોડી દઇને અતિસંક્ષેપમાં મેં આ કથા ગુંથી છે. એટલા માટે મારૂં આ કાર્ય મૂળ કથાકાર આચાર્યને ક્ષન્તવ્ય થાઓ!

ભૂમિતલ ઉપર ઉતરી આવેલ સ્વર્ગલોક સમાન કોશલા (અયોધ્યા) નામે વિશાળ નગરી છે. ત્યાં રહેતી પ્રજા દ્વારા બ્રાહ્મણ, શ્રમણ, અતિથિ અને દેવતાઓની કરાએલી પૂજાએ કરીને સંતુષ્ટ થએલા દેવો એ લોકો ઉપર સંતતિ અને સંપત્તિના આશિર્વાદો વર્ષાવે છે એવી એ પુણ્યભૂમિમાં થએલા આચાર્ય પાદલિપ્તના બુદ્ધિ વૈભવના નમુના રૂપ આ કથાને અનન્યમનવાળા થઇ તમે સાંભળો. પ્રાકૃત જનોના સર્વ સાધારણ કલ્યાણને અર્થે કરાએલી આ પ્રાકૃત-કથા જો ધર્મબુદ્ધિપૂર્વક સાંભળવામાં આવે તો પછી જમના ભયથી પણ ડરવાનું કાંઇ પણ કારણ રહે નહિ.

## ( ૨. ભૂમિકા: સાધ્વીનું ભિક્ષા લેવા માટે જવું. )

સમૃદ્ધિશાળી લોકોથી ભરેલા એવા અનેક ગામ અને નગરોથી શોભતો મગધ નામે પ્રસિદ્ધ દેશ છે. એ દેશમાં, પૃથ્વીમાં પ્રધાન અને રમણીય ઉદ્યાન તેમજ વનોથી વિભૂષિત રાજગૃહ નામે સ્વર્ગના જેવું સુન્દર નગર છે. એ નગરમાં પોતાનાં પરાક્રમો વડે સઘળા શત્રુઓનો જેણે પરાજય કર્યો છે અને વિપુલ સૈન્ય અને સંપત્તિનો જે સ્વામી છે એવો કોણિક નામે રાજા રાજ્ય કરે છે. એ રાજા પોતાના કુળનો પ્રકાશક, શૂરો અને સર્વ દોષ રહિત છે. રાગદ્વેષ સર્વથા વિલીન થઇ ગયા છે જેમના એવા પરમ શાન્ત વીતરાગ તીર્થંકર મહાવીરના જન્મમરણથી મુક્તિ અપાવનાર શાસન (ધર્મ) નો એ અનુરાગી છે. એ રાજાના શરીર અને જીવિતના રક્ષક જેવો તથા સર્વ પ્રજાને પ્રિય, કુળવાન અને સદાચારી એવો ધનપાલ નામે નગરશેઠ ત્યાં વસે છે. એ શેઠને અનુરૂપ અને સૌભાગ્યવતી એવી સોમા નામે પતિવ્રતા પત્ની છે.એ શેઠના મકાનની સમીપમાં એક ઉપાશ્રય આવેલો છે, એમાં પોતાની ઘણી શિષ્યાઓ સાથે સુવ્રતા નામે એક સાધ્વી આવીને રહેલા છે. એ સાધ્વી બાળ બ્રહ્મચારિણી છે. અનેક પ્રકારનાં તપો

તપીને એમણે પોતાની કાયાને ખુબ કૃશ કરી નાંખેલી છે, જૈન ધર્મના તત્ત્વજ્ઞાનને એ પૂર્ણ જાણનારી છે અને એકાદશ અંગો એમને સારી રીતે અવગત છે. પોતાના આત્માની મુક્તિના માર્ગમાં એ હમેશાં ઉદ્યુક્ત રહે છે. એ સાધ્વીની અનેક શિષ્યાઓમાંથી એક બહુ વિનીત શિષ્યાને એક સવારે છઠ્ઠ ( બે ઉપવાસ ) વ્રતનાં પારણાં કરવાં હતાં અને તે માટે બીજી એક નવદીક્ષિત ભિક્ષુણીને પોતાની સાથે લઇને તે ભિક્ષા લેવા માટે પોતાની વસતિ (ઉપાશ્રય) બહાર નિકળે છે. નાના મોટા બધા જીવો ઉપર દયા-પ્રેમ ભાવ ધારણ કરતી અને નીચી નજરે તથા ધીમે પગલે ચાલતી એ સાધ્વી ભિક્ષા ગ્રહણ કરવા યોગ્ય એક ઉંચી હવેલીના પ્રશસ્ત આંગણામાં આવીને ઉભી રહે છે.

અતિથિઓના આગમની રાહ જોતી ઘરની કેટલીક દાસીઓ આગણામાં ઉભી છે તે એ સાધ્વીના સૌન્દર્યને જોઇને ચકિત થઇ જાય છે. માંહોમાંહે તે વાતો કરવા લાગે છે કે જુઓ આ લક્ષ્મી સમાન સાધ્વી ! એના વાળ કેવા સુન્દર અને વાંકડીયા છે ! એનું મુખ ચંદ્રના જેવું મોહક છે. સુંવાળા વસ્ત્રવતી એના કાન ઢંકાયલા છે અને પાંણીમાંથી કમલ બહાર નિકળે છે તેના જેવો એનો સુંદર હાથ ભિક્ષા માગતી વખતે વસ્ત્રમાંથી બહાર નિકળે છે

તેનો શબ્દ સાંભળીને ઘરની શેઠાણી બહાર નીકળે છે. તે સુન્દર ને પ્રભાવશાળી છે, તેની વાણી બહુ ધીમી છે, શરીર ઉપર તેણે બહુજ આછાં પણ બહુ કિમતી ઘરેણાં ઘાલેલાં છે અને ધોળું-ઉજળું વસ્ત્ર પહેરેલું છે. પોતાના આંગણાને પાવન કરતી આ પવિત્ર સાધ્વીને અને તેની સહચરીને જોઇને પ્રથમ તો લક્ષ્મી સમાન એ સાધ્વીને અને પછી તેની સહચરીને તે આદરભાવે નમસ્કાર કરે છે ત્યાર પછી કમળફૂલ ઉપર ભમરા બેઠા હોય એવી કાળી કીકીઓવાળા ચંદ્રસમાન એ સુંદર મુખ સામે એકી દ્રષ્ટિએ તાકીને જોઈ રહે છે. લક્ષ્મી જેવી સુંદર એ સાધ્વીના સંબંધે તે વિચારે છે. " નથી તો સ્વપ્નમાં આવી અનુપમ સુંદર સ્ત્રીનું ચિત્ર મેં જોયું,

કે નથી વર્ણનમાં પણ આવું વાંચ્યું. આવું સુંદર તે સ્ત્રીકમળ કોણ હશે ? સુંદર સ્ત્રીઓને ઘડવાનાં જે દ્રવ્યો તેમાંથી સર્વોત્તમ દ્રવ્યો લેઇને શું વિધાતાએ આને ઘડી હશે ? જ્યારે આ અત્યારના મુંડિતમસ્તકવાળા ભિક્ષુણીવેશમાં પણ આટલી બધી સુન્દર દેખાય છે, ત્યારે રૂપશ્રીસંપન્ન ગૃહિણીના વેશમાં તો એ કોણ જાણે કેટલી બધી અનુપમ લાગતી હશે ! એના એકે અંગ ઉપર શણગાર નથી અને વળી તે સો ઉપર ધૂળ લાગી છે તોપણ મારી આંખ એના ઉપરથી ખસતી નથી, ઉલટી અંગે અંગે ફર્યા કરે છે. સ્વર્ગની કુમારિકાઓ પણ આની અનુપમ સુન્દરતાની વાંચ્છના કરે તેમ છે. શું આ તે કોઇ અપ્સરા કે દેવકન્યા હશે ? પણ એમ કેમ હોય ! શિલ્પીએ ઘડી કાઢેલી મૂર્તિની આંખોની પેઠે દેવલોકની દેવાંગનાઓની આંખો તો સાંભળવા પ્રમાણે મીંચાતી નથી, તેમ જ તેમના હાર અણકરમાયા રહે છે અને તેમને ધુળ લાગતી નથી, પણ આ આર્યાને પગે તો ધુળ લાગેલી છે અને એની આંખો હાલે છે તેથી એ નક્કી દેવી તો નથી જ, છે તો અવશ્ય માનવી લોકની જ કોઇ નારી. પરંતુ મારે આ રીતે શકામાં શા માટે રહેવું ? હું એમને ધીરે રહીને પૂછી લઉં માણસને જ્યારે સાક્ષાત્ હાથી જ નજરે પડે તો પછી તેનાં પગલાં ખોળવાની શી આવશ્યકતા ? ” એમ વિચાર કરી શેઠાણી સાધ્વીને આદરપૂર્વક પ્રથમ ભિક્ષા આપે છે, અને પછી ઉત્સુકતાએ અને આશ્ચર્ય સાથે પ્રશ્ન કરે છે કે “ પૂજ્ય સાધ્વીજી ! જો તમને કોઇ નિયમનો બાધ ન થતો હોય તો ક્ષણભર વિસામો લ્યો અને મને કોઇ ધર્મકથા કહો. ” ત્યારે સાધ્વી કહે છે કે “ સર્વ જગતના જીવોને હિત કરનાર એવા ધર્મનો ઉપદેશ કરવામાં કોઇને કશાનો બાધ હોઇ શકે નહિ. અહિંસાલક્ષણ ધર્મ તો કહેનાર અને સાંભળનાર બંનેને પવિત્ર કરે છે. જો કોઈ થોડીવાર પણ હિંસાથી મુક્ત થાય અને ધર્મનો ઉપદેશ સાંભળ્યા પછી તે અહિંસા ધર્મનું વ્રત લે તો ઉપદેશકનો ઉપદેશ આપ્યો સફળ છે. કારણકે પોતાના ઉપદેશથી તે માત્ર બીજાને

જ નહિ. પણ પોતાને પણ પુનર્જન્મના અપાર સમુદ્રથી પાર ઉ-
તારી જાય છે. આથી ધર્મનો ઉપદેશ દેવો એ તો સદા શ્રેષ્ઠ છે. તેથી
હું જે કાંઇ જાણું છું તે કહું છું; તમે ધ્યાન દઈને સાંભળો." તે વખતે
દાસીઓ આનંદે તાળીઓ લે છે અને બોલે છે કે " હવે આપણે એકી-
ટસે આ સાધ્વીની અજબ સુંદરતા નિહાળી શકીશું !" પછી એ
સાધ્વી અને તેની સહચરી તેમને માંડી આપેલ આસન ઉપર એકાન્ત
સ્થાન પર બેસે છે અને આનંદ જેમનો માતો નથી એવી દાસીઓ તથા
શેઠાણી પણ તેમને સભ્યતાપૂર્વક નમસ્કાર કરીને સામે ફરસબંધી
ઉપર બેસી જાય છે. પછી એ સાધ્વી સ્ફુટ અને સરલ વાક્યોએ કરીને,
કાન તથા મનને મધુર લાગે તેવે સ્વરે, ટુંકાણમાં પણ સહજ સમ-
જાય તેવી શૈલીમાં, જગત્ના સર્વ જીવોને સુખ આપનાર અને જ-
ન્મ, જરા, રોગ, મરણ આદિનાં દુ:ખોનો નાશ કરનાર એવા જિને-
શ્વરદેવે કહેલા ધર્મનો સાર સંભળાવે છે તથા સમ્યગ્જ્ઞાનદર્શન અ-
હિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ સ્વરૂપ પાંચ મહા-
વ્રત, તપ અને સંયમ, વિનય અને ક્ષમા આદિ ગુણવિશિષ્ટ ધર્મનાં
તત્ત્વોનું રહસ્ય સમજાવે છે. જ્યારે સાધ્વી ઉપદેશ આપી રહે છે ત્યારે
શેઠાણી એમને વિનયભાવે કહે છે કે: " ધર્મનો ઉપદેશ તો મેં સારી
પેઠે સાંભળ્યો, પણ હે પવિત્ર આર્યા ! મને બીજી એક વાત કહો.
તમારા સુંદર મુખનાં દર્શનથી મારી આંખો તો તૃપ્ત થઇ છે, પણ
તમારા જન્મની કથા સાંભળવાને મારા કાન આતુર બની ગયા છે.
વિષ્ણુને જેમ પદ્મ વહાલું છે તેમ તમે કિયા પિતાને વહાલાં હતાં?
અને આખા જગત્ને નમસ્કાર કરવા જેવાં તમારાં માતા કોણ હતાં?
તમારા પિતાના ઘરમાં અને પતિના ઘરમાં કેવું સુખ હતું ? અને
કિયે દુ:ખે તમારે સાધ્વી થવું પડ્યું ? એ બધું જાણવાની મને બહુ
આકાંક્ષા થઇ રહી છે. જગત્માં એમ કહેવાય છે કે સુંદર નારીનું અને
નદીનું, તેમજ સાધુનું અને સાધ્વીનું મૂળ ન પૂછવું ( કારણકે વખતે
એથી એમની તુચ્છતા તરી આવે છે અને અસંતોષ થાય છે અને તેથી

તેમના પ્રત્યેનું માન ઘટે છે ). વળી હું એ પણ જાણું છું કે ધર્માત્માઓને નકામી વાતો પૂછી મારે કષ્ટ દેવું નહિ જોઇએ. પણ તમારી સુંદરતાથી આશ્ચર્ય પામીને જ એ પ્રશ્ન પૂછવાનું મને મન થાય છે." સાધ્વીએ ઉત્તર આપ્યો કે: "એનો જવાબ આપવો જરા કઠણ છે, કારણ કે આવા નકામા (એટલે કે આત્માની પવિત્રતાને લાભ કરતાં હાનિ વધારે કરનારા) વિષયો સંબંધે અમે વિચાર કરી શકીએ નહિ પૂર્વે ગૃહજીવનમાં જે આનંદ અમે ભોગવતાં તે યાદ પણ કરી શકીએ નહિ, તોપણ જગતનાં દુઃખથી જે ઘૃણા પેદા થઇ એ તરફ જ નજર રાખીને, કર્મનું ફળ મને કેમ પ્રાપ્ત થયું એ વિષેનું જ હું સ્વાનુભવનું થોડુંક વર્ણન કરીશ." આ શબ્દોથી રાજી થઇને શેઠાણી પોતાની દાસીઓને બધું ધ્યાનથી સાંભળવાની સૂચના કરે છે અને સાધ્વી હવે પોતાના પુર્વજન્મની કથા કહી સંભળાવે છે. પોતાના આશ્ચર્યજનક સદ્ભાગ્ય વિષે અભિમાન કર્યા વિના અને માત્ર ધર્મ ઉપર જ દ્રષ્ટિ રાખીને સુંદર સરસ્વતી દેવીજેવી આ સાધ્વી કથાનો આમ આરંભ કરે છે: હું જે જાણું છું અથવા જે મનેયાદ છે તે પ્રમાણે મારા જીવનની કથા હું ટુંકામાં કહું છું.

[૨. સાધ્વીની પૂર્વકથાનો આરંભ ]

મધ્ય દેશમાં વત્સ નામે એક મનોહર પ્રદેશ છે. અમૂલ્ય પદાર્થોથી એ પ્રદેશ પરિપૂર્ણ ભરેલો છે. ત્યાં અનેક ધર્માત્માઓ વસે છે અને જીવનની ત્રણ કામનાઓ ધર્મ, અર્થ ને કામનું ઉચિત રીતે પરિપાલન કરે છે. તે પ્રદેશની રાજધાની કોશાંબી ખરેખર સ્વર્ગનગરી છે, મધ્યદેશનું જાણે એ મોતી છે, બીજી નગરીઓને નમુનારૂપ છે. અને જમુનાને કિનારે જાણે રત્ન છે. ત્યાં ઉદયન રાજા રાજ્ય કરે છે તે યુદ્ધમાં અને પ્રતાપમાં પ્રખ્યાત થયેલ છે. સાધુઓનો અને સાધ્વીઓનો ભક્ત છે, મિત્રોને સુખકર છે અને શત્રુઓને ભયંકર છે. ઘોડા, હાથી, રથ અને પાયદળવડે બળવાન, હૈહય વંશમાં એ ઉતરી આવેલો છે, પૂર્ણચન્દ્ર જેવી એના મુખની શોભા છે, હં-

સના સ્વર જેવો એનો સ્વર છે અને સિંહની ગતિ જેવી એની ગતિ છે. કુળે, રૂપે ને ગુણે પ્રખ્યાત એવી એની વાસવદત્તા રાણી છે. રાજાને સમાન વયનો એક મિત્ર એ નગરનો નગરશેઠ છે. એનું નામ ઋષભસેન છે. નગરના મહાજનનો એ મુખી છે. પ્રજામાં એનો બોલ વજનદાર ગણાય છે. અર્થશાસ્ત્રના સિદ્ધાન્તોને તે સારી રીતે જાણે છે. લોકોમાં અને વ્યાપારીઓમાં ન્યાય ચુકવી જાણે છે, બધાની સાથે મિત્રભાવે રહે છે, લોકનું ભલું કરવાની વૃત્તિવાળો છે, સત્યનિષ્ઠ અને પ્રમાણિક છે. નિષ્કલંક ગૃહસ્થજીવન જીવે છે અને જૈન ધર્મના ઉપદેશનું નિરંતર શ્રવણ કરે છે. તે શેઠને આઠ પુત્રો થયા પછી છેલ્લે એમણે યમુનાની પ્રાર્થના કરી અને તેના ફળ રૂપે હું એમને ઘેર અવતરી. અવતર્યા પછી મને સારી તજવીજથી પારણામાં સુવાડી, અને મારી સંભાળને માટે હુશિઆર દાસીઓ રાખી. થોડા સમય પછી નાડીછેદનની ક્રિયા કરી ને તે સમયે મારાં માબાપે પોતાનાં સગાંસ્નેહીઓને જમાડયાં. પછી જન્મ આદિ જે જે સંસ્કાર કરવા ઘટે તે સૌ કર્યા અને પિતાની ઇચ્છા પ્રમાણે સંબંધીજનોએ મારૂં નામ, તરંગવતી યમુનાના તરંગોની કૃપાએ હું અવતરી માટે, તરંગવતી પાડયું. શય્યામાં જ્યારે હું બેચેન થતી ત્યારે હાથપગ પછાડતી મારી ધાવ અને દાસી જુદા જુદા ખંડોમાં મને વારંવાર ફેરવતી. પછી તો મારે માટે સોનાનાં રમકડાં આણ્યાં. મારે જે જે જોઈએ એ સૌ સોનાનું આવતું. મારાં સગાં સૌ મને પોતપોતાના ખોળામાં લેતાં અને બહુ લાડ લડાવતાં. હું ખુબ તેમના આનંદનું કારણ થઇ પડી. ધીરે ધીરે લોકનાં આંખ, મોં અને હાથ હાલતાં તે ઉપર હું ધ્યાન આપતાં શીખી અને ગાંરી મેળે કંઇ કંઈ ઉચ્ચાર કરતાં પણ શીખી. પછી એક દહાડો મેં પગ માંડવા માંડયા ને જ્યારે અશુદ્ધ ઉચ્ચારે તા–તા બોલી ત્યારે તો મારા કુટુંબીઓના હર્ષનો પાર રહ્યો નહિ. ત્યાર પછી યોગ્ય કાળે ચુડાકર્મનો સંસ્કાર કરવામાં આવ્યો. પછી તો હું આમતેમ છુટથી ફરવા લાગી, સખીઓ સાથે સોનાની

પુતળીએ રમત રમવા લાગી અને માટીનાં ઘરો બાંધી તેની રમતમ લીન થઇ જવા લાગી.જન્મ પછી બારમે વર્ષે મારી સમજશક્તિ એટલી બધી ખીલી ઉઠી કે મારે માટે ઉત્તમ પ્રકારના શિક્ષકો રાખવામાં આવ્યા, રીતસર હું ધીરેધીરે ગણિત,વાંચન, લેખન, ગાન, વીણાવાદન, નાચ અને પુષ્પઉછેરની કળાઓ શીખી. વળી વનસ્પતિશાસ્ત્ર અને રસાયણશાસ્ત્ર પણ,મને શીખવવામાં આવ્યાં. આ ઉપરાંત મારા પિતા જૈન ધર્મના અનુરાગી હતા તેથી તેમની ઇચ્છા એવી થઇ કે મારે ધર્મશાસ્ત્રમાં પણ પ્રવીણ થવું જોઇએ, એટલા માટે નગરમાં ઉત્તમ મનાતા ધર્મપંડિતો મારે માટે રાખ્યા અને તેમની પાસેથી પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત વગેરે શ્રાવકધર્મની ભાવનાઓનો મેં સારો અભ્યાસ કર્યો. પછી તો હું ઉમ્મરમાં આવી, મારા શરીરનાં અંગો ખીલી ઉઠયાં અને સ્નેહજીવન શું તે સમજવા લાગી. તે વખતે દેશના ઘણાં ધનાઢય કુટુંબોમાંથી મારે માટે માગાં આવવા લાગ્યાં. પણ તેમાંથી કોઇ પણ કુળે, રૂપે ને ગુણે મારે લાયક ન હોવાથી એ બધાં માગાંને મારા પિતાએ રીતસર પાછાં વાળ્યાં. હું મારા પ્રિય મંડળમાં મોટી થવા લાગી. મારી સારસિકા જે કંઇ નવી વાત સાંભળતી તે આવીને મને કહેતી. આનંદ કરવાને જે કોઇ સખીઓ આવતી તેમને હું મારી હવેલીને સાતમે માળે અગાસી ઉપર લેઇ જતી અને ત્યા અમે ખુલ્લી હવામાં આનંદ કરતાં, તેમ જ દૂરદૂર સુધીના દેખાવ જોતાં. મારા માબાપ અને ભાઇઓ ફુલ કપડાં, ઘરેણાં, રમકડાં અને મીઠાઇમને ભેટ આપતાં. મારા વિનયથી મારાં માબાપ, મારા દાનથી ભિક્ષુકો, મારી પવિત્રતાથી મારા ભાઇઓ અને મારા સ્નેહથી બીજાં બધાં આનંદ પામતાં. લક્ષ્મી જેમ મંદર પર્વત ઉપર આનંદ પામે તેમ હું પિતાના ઘરમાં મારી ભાભીઓ અને સખીઓ સાથે આનંદમાં રહેતી, પૌષધના દિવસોમાં હું ઘણી વખતે સામાયિક વ્રત આચરતી અને જૈનધર્મનું તત્ત્વજ્ઞાન મેળવવા માટે ગણધારિણી સાધ્વીજીઓની ઉપાસના

કરતી. આ રીતે માબાપ, ભાઇઓ અને સગાસંબંધી સાથે સ્નેહમાં રહીને હું મારા દિવસો નિર્ગમતી હતી. એક વાર માતા પિતા,ભગવાનની સેવા કર્યા પછી ભોજન કરીને સારાં સ્વચ્છ કપડાં પહેરીને ફુલોથી શણગારેલાં ખંડમાં બેઠા હતા અને મારે સંબંધે મારી માતા સાથે વાતો કરતા હતા, જાણે કૃષ્ણની સાથે લક્ષ્મીજી બેઠાં હોય એમ એ શોભતાં હતાં. હું પણ સ્નાન કર્યા પછી જિનેશ્વર દેવની પૂજા-પ્રાર્થના કરીને માબાપને પ્રણામ કરવા ત્યાં ગઈ. મેં નીચી વળીને તેમનાં ચરણોમાં માથું મુકયું, ત્યારે તેમણે 'તારૂં કલ્યાણ થાઓ' કરી સ્નેહથી આશિર્વાદ આપ્યા અને પોતાની પાસે બેસવા કહ્યું. પગવારમાં જાણે ચંદ્રપ્રભાથી શણગારાઇ ને શરદ્ ઋતુની કાળી રાત્રિ આવી હોય એમ, બહાર કામ કરવાને લીધે કાળીદેવી જેવી કાળી થઇ ગયેલી અમારી માલણ ફુલાળાં વસ્ત્ર પહેરી ફુલ ઘરમાંથી નીકળીને અમારી બેઠકમાં આવી પહોંચી અને સુવાસ પ્રસરાવી દીધો. તે હાથમાં ફુલની ભરેલી છાબ લઇ આવી હતી. સભ્યતાથી મારા પિતા પાસે જઇ, વિનયશીલ વિદ્યાર્થીની પેઠે નીચી નમી અને મધમાખીઓના ગણગણાટ જેવા મધુર સ્વરે બોલી; ' હંસ અહુણા જ તેમની ઉનાળાની વાસભૂમિ રૂપ હિમાલયના ઉત્તર પ્રદેશમાં આવેલા માનસસર ઉપરથી પાછા આવ્યા છે અને અહાની તેમની વાસભૂમિમાં આનંદ કરવા લાગ્યા છે. તેઓ કર્ણ મધુર સુંદર બોલ બોલે છે અને તે વડે આપણને સમાચાર આપે છે કે શરદ્ ઋતુ આવી છે. વળી સફેદ પાંખવાળા હંસની પેઠે શરદ્ રૂતુ પણ યમુનાના કિનારાનાં ઝાંખાં વન કરીને પોતાના આવ્યાના સમાચાર આપેછે.એણે સુવાસિત વનોને આસમાની રંગનાં, અસનવનોને પીળા રંગનાં અને ફીકાં સત્પપર્ણનાં* વનોને સફેદ વર્ણનાં વસ્ત્રો પહેરાવી દીધાં છે. હે શેઠ! તમારાં ઉપર એની કૃપા થાઓ ! અને સદ્ભાગ્ય તમારા ઉપર હસો! એમ કહીને એણે ફુલની છાબડી ઉઘાડી અને સત્પપર્ણનાં ફુલથી ભરેલી છાબ મારા પિતાના હાથમાં મુકી. એ ફુ-

* આવાં ઝાડ શાન્તિનિકેતનમાં જોવામાં આવે છે.

લનો સુગંધ, હાથીના મદના ગંધ જેવો, તીવ્ર હતો અને તેથી ચારે દિશામાં તેનો સુગંધ પસરી રહ્યો. પ્રભુને અર્પણ કરવાના સંકલ્પે તે છાબને મારા પિતાએ પોતાને કપાળે અડાડી અને પછી દેવને ચઢાવવાને માટે એમણે તેમાંથી થોડાંક ફુલ જુદાં કાઢયાં, થોડાંક મને આપ્યાં, થોડાંક મારી માને આપ્યાં ને બાકીનાં મારા ભાઈઓને અને ભાભીઓને પહોંચાડયાં. એ બધાં ફુલ હાથી દાંતના જેવાં સફેદ હતાં; પણ મારા પિતાની નજર અમુક એક ફુલ ઉપર પડી. એ ફુલ ભવ્ય સ્ત્રીના સ્તન જેવડું મોટું હતું અને રંગ સ્હેજ પીળું હતું. થોડીક વાર સુધી તો એ ફુલની સામે જ ચકિત થઈને જોઇ રહ્યા. પછી જ્યારે એ વિચારમાંથી જાગ્યા, ત્યારે હસીને મને એ ફુલ આપ્યું ને બોલ્યા: આનો રંગ તો જો ! ફુલ ઉછેરવામાં અને સુગંધ પારખવામાં તું નિપુણ બની છે, તેથી એ વાત તો તું સારી રીતે સમજે. આ બધાં સફેદ સપ્તપર્ણનાં ફુલોમાં આ એક પીળું કેમ ? વખતે કોઇ કુશળ કારીગરે આપણને આશ્ચર્ય પમાડવા અથવા તો ફુલ ઉછેરવાની કળામાં નિપુણતા દેખાડવા આમ કર્યું હશે ? કેમકે દાહક અને બીજાં દ્રવ્યોથી ( તેમને ફુલના ક્યારાની માટીમાં મેળવવાથી ) ફુલના અને ફળના ધાર્યા રંગ લાવી શકાય છે. કારણ કે એવા પદાર્થોમાં છોડને ખીલવી તેમાં ફેરફાર કરવાનું વલણ હોય છે, જે આપણે ચોમાસામાં નજરે જોઇએ છીએ; છતાં યે જુદા જુદા રંગનાં ફુલ અને ફળ ઝાડથીજ પરખાઇ આવે છે.' પિતાનાં વચન સાંભળીને મેં એ ફુલને બરાબર તપાસી જોયું અને પછી એ બાબતમાં ચોક્કસ નિર્ણય ઉપર આવતાં હું વિનયભાવે બોલી: 'જમીનની જાત ઉપર, વાવેતરની ઋતુ ઉપર, બીજ કે દરૂ ઉપર, તથા ખાતર અને વરસાદ ઉપર ઝાડની જાતનો આધાર રહે છે. અને આ બધી વસ્તુસ્થિતિ ઉપર બારીક નજર રાખીને કુશળ કારીગર ફુલને બધી જાતના રંગ લાવી શકે છે. પણ આ ફુલના સંબંધમાં એવું કંઇ થયું જણાતું નથી, કારણ કે એના સુગંધ ઉપથી હું પારખી શકું છું કે પીળો રંગ એ ફુલનો પોતાનો નથી, પણ

કમળના ફુલના રજકણ એ ફુલને લાગેલા છે તેનો છે.' મારા પિતાએ ઉત્તર આપ્યો: 'પણ બાગ વચ્ચેના સપ્તપર્ણના ઝાડ ઉપર આપણું આ જે ફુલ ફુટયું છે તેને કમળના ફુલના રજકણ લાગે કેવી રીતે ? '
મેં કહ્યું: ' આ ફુલમાંથી જે સુવાસ આવે છે તેમાં કમળનો વાસ વધારે પડતો છે અને તે ઉપરથી આપણે એ અનુમાન ઉપર આવવુંજ જોઇશે કે આપણું સપ્તવર્ણનું ફુલ કમળફુલને રજકણે પીળું રંગાયું છે. સપ્તપર્ણના એ ઝાડ પાસે તળાવ હોવું જોઇએ ને આ શરદ્ઋતુમાં એમાંનાં કમળફુલ ખુબ ખીલ્યાં હોવાં જોઇએ વળી ત્યાં એ પીળે રજકણે રંગાયેલાં કમળફુલ ઉપર તેમાંનું મધ ચુસવા હજારો મધમાખીઓ બેસતી હશે અને ત્યાંથી આગળ ઉડતાં એ મધમાખીઓ સપ્તપર્ણનાં ધોળાં ફુલ ઉપર થઇને જતી હશે અને પોતાની પાંખ ઉપર આણેલા કમળના રજકણ એ ફુલ ઉપર પડતાં હશે. આ રીતે આપણું આ ફુલ પીળું થયું હોવું જોઇએ. બીજો તો કોઇ જ સંભવ નથી અને હું જે કહું છું તેની ખાતરી આપણને આપણી માળણ પાસેથી થઈ શકશે.' મારૂં કથન સાંભળી પિતાએ મારા કપાળ ઉપર વહાલથી ચુંબન કર્યું ને બોલ્યા: 'બહુજ સુંદર રીતે આ કોહ્યડો તેં ઉકેલ્યો છે. હું પણ મારી મેળે એ જ અનુમાન ઉપર આવ્યો હતો, પણ તારી પરીક્ષા કરવાને માટે જ મેં તને એ પ્રશ્ન કર્યો હતો. ખરેખર હવે તું સત્વર લગ્ન કરવાને યોગ્ય થઇ છે અને તારે યોગ્ય વર શોધી કાઢીશ. આ વખતે મારી માતાએ મારા પિતાને કહ્યું: ' આપણી દીકરી જેને વિષે આવા સુંદર અનુમાન પર આવી તે ઝાડને જાતે જોવાની મને બહુ આકાંક્ષા છે.' પિતાએ કહ્યું: ' ભલે, તમારા સમગ્ર સીમંડળને લેઇને ત્યાં જઇ શકો. બહાર ફરવા જવાથી તમને બીજા પણ લાભ થશે.' પછી પિતાએ ઘરના મુનીમને બોલાવીને કહ્યુ: ' કાલે સવારે બાગમાં ઉજાણીનો બંદોબસ્ત કરો. બધી વ્યવસ્થા બરોબર કરજો. સ્રીમંડળ ત્યાં આનંદ કરવા જનાર છે. ' દાસીઓ, સખીઓ અને ભાભીઓએ મને

વધાવી લીધી. એવામાં મારા ભોજનની સંભાળ રાખનારી દાસી બોલીઃ ‘ હવે વખત થયો છે, માટે જમી લો. કારણ કે જેમ ઈંધણ વિના દેવતા ટકતો નથી, તેમ અન્ન વિના શરીર ટકતું નથી. ખાવાની વેળા વટાઈ જાય એમ ન થવું જોઇએ. ’ ચંદ્ર અને દૂધના જેવી સફેદ અને ઉત્તમ પ્રકારે બનાવેલી ખીર પછી મેં ખાધી અને ત્યાર પછી તાજા માખણનો બનાવેલો પાક ખાધો. પછી એક વાસણમાં મારા હાથ ધોઈ નાખ્યા ને રૂમાલે લોહીને સાફ કરી નાખ્યા ત્યાર પછી મારા હાથ અને મોં ઉપર તેલ ચોળ્યું. આવતી સવારે બાગમાં જવાની વાટ જોતી સૌ સ્ત્રીઓના મોં ઉપર આનંદ આનંદ છવાઇ ગયો એટલામાં જ આરામ અને નિદ્રા લેતી રાત્રી આવી પહોંચી. મેં પણ આ અજવાળી રાત ખુબ આનંદમાં ગાળી અને જ્યારે ઉંઘ આવી ત્યારે દીવાને અજવાળે જ પલંગમાં જઇ સૂતી. સવાર થતાં મેં હાથ મોં ધોયાં અને દેવને નમન કરી સાધુપુરૂષોના ગુણસ્મરણ પૂર્વક સંક્ષેપમાં પ્રતિક્રમણ કર્યું. પરંતુ અનેક સ્રીઓને તો રાત ઉતાવળે પુરી થતી ન હતી એટલા માટે રાતને ગાળો ભાંડતી અને ખરેખર કેટલીક તો બાગમાં શું શું જોવાનું મળશે અને સરોવરમાં સ્નાન કરવાથી કેવો આનંદ થશે ઇત્યાદિ અનેક વિષયો ઉપર વાતો કરતી આખી રાત જાગતી બેશી રહી. ઉજાણીની વ્યવસ્થા કરવાને મુનીમ તો જોઇતા ચાકરોને લેઈને આગળથી મળસ્કે જ બાગમાં ગયા હતા. એવે પૂર્વાકાશના કમળને ખીલવતા; આકાશમાં પોતાનો પ્રવાસ કરતા કરતા સૂર્યદેવ ઉદય પામ્યા. હવે સ્રીઓ જુદા જુદા રંગનાં–કોઇ સુતરાઉ તો કોઇ હીરાગર તો કોઇ ચીનાઇ, એમ–બહુ મૂલવાન વસ્ત્રો પહેરી બહાર નિકળી. એમણે વળી મોતીનાં અને સોનાનાં રત્નજડિત ઘરેણાં પહેર્યાં હતાં. સ્ત્રીઓની સુંદરતાએ શોભામાં વળી શોભા વધારી મુકી અને તેમની જુવાનીએ તેના ઉપર વળી ઓપ ચઢાવ્યો મારી માતા પણ એટલામાં તૈયાર થઇ ગઇ હતી અને શુભ મુહૂર્ત જોઇને એણે આધેડ નારીઓના ભવ્ય સંઘને પોતાની પાછળ લીધો.

પાછળ તેમની ચંચળતાએ મ્હાલતી જુવાન નારીઓ ચાલી. તેમના ઝાંઝરના, કટિમેખળાના અને બીજાં ઘરેણાના ઝણકારથી હવેલીનું આંગણું એવું તો ઝણઝણી રહ્યું કે જાણે તે સંઘને વિદાય દેનારાં વાજાં વાગતાં હોય અને આ સંઘ નિકળવાના સમાચાર મારી માએ મને; મારી સખીઓ મોકલી કહાવ્યા. મારી સખીઓ શણગારાતી હતી તે વેળાએ હું પણ સૌથી અનેરાં જ કપડાંથી અને ઘરેણાંથી શણગારાતી હતી અને મારા અતિ મૂલ્યવાન શણગારે કરીને તેમનાથી ત્રણ ગણી શોભા પામી ચંપાના ફુલ પેઠે ખીલી નીકળી હતી. પછી હું સખીમંડળની વચ્ચે મ્હાલતી મ્હાલતી હવેલીના આંગણામાં આવી ઉભી. ત્યાં આવીને જોયું તો ઇંદ્રના સ્વર્ગમાં જાણે જુવાન અપ્સરાઓ ટોળે મળી હોય એમ અમારા આંગણામાં જુવાન નારીઓ પુર ભપકામાં ટોળે મળી હતી રથને બળદ જોડી દીધા હતા અને પોતાની બેઠક પાસે ઉભેલા સારથિએ મને દેખતાં જ કહ્યું: 'અહીં બેન ! શેઠે તમારે માટે આ અનુપમ સુંદર રથ નક્કી કર્યો છે.' એમ બોલતાંની સાથે જ તેણે મદદ કરીને મને રથમાં ચઢાવી રથમાં સુંદર મૂલ્યવાન ગાલીચો પાથર્યો હતો મારી દાસી અને સખી સારસિકા પણ એજ રથમાં આવી બેઠી ને પછી રથ પોતાની ઘુઘરીઓ ખખડાવતો ચાલવા લાગ્યો. પાછળ અમારો રખવાળ પોતાનો પોશાક પહેરીને ચાલતો હતો. આજુ બાજુ અમને જોવા આવનાર સ્ત્રીઓની ખુબ ભીડ જામી હતી.

અમારો સુંદર સંઘ નગરના રાજમાર્ગ વચ્ચે થઇને ચાલ્યો, ઠેર ઠેર લોકો ટોળેટોળાં મળી અમને જોવા લાગ્યા. નારીઓ પોતપોતાનાં ઘરની બારીઓમાંથી મોં કાઢીને બહુ આતુરતાએ અમને જોઇ રહી હતી, એ જોઇ હું તો છક થઇ ગઇ. તેમ જ રસ્તા ઉપર અને ઘરની બારીઓમાં જાણે હીરા જડી દીધા હોય એમ સજડ થઇ ગયેલાં માણસો પણ અમને જોઇને છક થઇ ગયાં. સ્વર્ગે, રથમાં બેશી ને જતી લક્ષ્મીને જેમ જોઇ રહે તેમ લોક મને એકીનજરે જોઇ

રહ્યાં. નગરના જુવાન પુરૂષોનાં હૈયાં મને જોઇને આતુર અને બળવાન કામ રાગને લીધે એવાં તો બળી ઉઠયાં કે તેમનાં જીવન જોખમમાં આવી પડયાં પણ જુવાન નારીઓને બીજીજ ઇચ્છા થઇ આવી:—જો આપણી જાતને સ્વર્ગની સુંદરતા સાથે સરખાવવી હોય તો આપણે આના જેવું સુંદર થવું જોઇએ. મારા મુખની સુંદરતાથી અને મૃદુતાથી નગરનો એ રાજમાર્ગ ગાંડો ગાંડો થઇ ગયો અને સુંદર દેખાવથી ઉભરાઇ ગયો. એમાં મારો દેખાવ તો સાથી ચમત્કારી હતો. લોકો પાસેથી સાંભળેલી આ બધી વાતો મારી સખીઓએ મને કહી.

બાગને દરવાજે આવી પહોંચતાં અમે બધાં રથમાંથી ઉતર્યાં અને ત્યાં આગળ ચોકીદાર મુકીને અમે બધાં ફરવાં નિકળ્યાં. જાણે સ્વર્ગના નંદનવનમાં જુવાન અપ્સરાઓ ફરતી હોય તેરીતે બધી નારીઓ ફાવે તેમ પોતપોતાને માર્ગે ફરવા લાગી ખીલતાં ઝાડો એક બીજાની સાથે ગુંથાઇને જે ઉપર દરવાજા જેવાં બની ગયાં હતાં, તેની નીચે થઇને તેઓ ચાલવા લાગી અને ઝાડ ઉપરથી ફુલભરી ડાંખળીઓ તોડવા લાગી. એટલામાં મારી માતાએ બુમ મારી; 'આવો, આપણે મારી દીકરીએ બતાવ્યું છે તે, તળાવને કાંઠે ઉભેલું સપ્તપર્ણનું ઝાડ જોવા જઇએ.' એની સૂચના પ્રમાણે બધું એ નારીમંડળ આનંદભર્યાં પગલા ભરતું તે દિશાએ ચાલ્યું. રથમાંની મારી સહચરીઓ અને હું રથમાંથી ઉતર્યાં પછી બાગની શોભાથી મુગ્ધ બની અંદર પેઠાં. શરદ્ઋતુએ બાગનાં વિવિધ ફુલોને સુંદર ખીલાવ્યાં હતાં. જાણે ફુલે ફુલે ભમરો ભમતો હોય તેમ હું તો ભમવા લાગી અને પક્ષીઓનાં હજારો તરેહનાં ગાનથી મારા કાનને પરિતૃપ્ત કરવા લાગી. જેમ જુગારી પોતાની મૂઠ હારી બેસે ને રમતનો તેનો જોસ ભાગી જાય તેમ વસંતને આરંભે જેનાં સુંદર પીછાં ખરી પડયાં છે એવા મોર સંભોગની આતુરતા વિના જ ફરતા જોયા. વળી કેળોના અને તાલના માંડવા અને બાળકોને ખેલવાની કુંજો અને એવી એવી ઘણી જગાઓ બાગમાં જોઇ. ફુલને લીધે સફેદ થઇ ગએલાં સપ્તપર્ણનાં

ઝાડ પાસે રાતાં અશોકવૃક્ષ અને આસમાની બાણવૃક્ષ હતાં. ચાલતાં ચાલતાં એક સુંદર સપ્તપર્ણનું ઝાડ અમારી નજરે આવ્યું. એ ચારે બાજુએથી, ફુલશણગારના ભારે કરીને લચી ગયું હતું. ફુલથી સફેદ થઇ ગયેલી એના ડાંખળીઓ મધમાખીઓના ટોળાંથી નમી ગઇ હતી અને જાણે કાળા રંગનો પોષાક ચઢાવ્યો હોય એવું દેખાતું હતું. વળી પવને કરીને જે ફુલ ભોંય ઉપર પડી ગયાં હતાં તેને ગાંડછાએ ચઢેલા કાગડા સફેદ માખણના લોચા માની ઉપાડી ઉડતા ફરતા હતા. એ ઝાડ ઉપરથી નારીના સ્તન જેવડું મોટું ને ચાંદીના વાડકા જેવું સફેદ એક ફુલ મેં ચુંટ્યું કે તરત જ મધ ચુસનારી માખીઓનું એક ટોળું, કમળ ઉપર બેસવાની લાલસાએ કમળના ઘાટના અને કમળના જેવો વાસ આપતા મારા મોં તરફ ધસી આવ્યું. મોં ઉપર એ મધમાખીઓ બેસવા જતી હતી, તેમને મં મારા મૃદુ હાથ વડે વારી; પણ મારા હાથ તો જાણે પવનમાં ડાંખળી હાલતી હોય એમ માની એની દરકાર કર્યાં વિના જ તે મોં ઉપર આવી લાગી. વેદનાએ મેં ચીસ પાડી અને હુ પાછી પડી; પણ માખીઓના ગણગણાટ અને પંખીઓના કલબલાટમાં મારી ચીસ તો ક્યાંય દબાઇ ગઈ. ઘોડાના મોંના ફીણ કરતાંએ નરમ એવી મારી ઓઢણી મેં મારાં મોં ઉપર ખેંચી લીધી, કે જેથી ઘણીખરી માખીઓ ખશી ગઇ. પણ આમતેમ દોડવાથી મારા રત્નજડિત ઘરેણાં વિખેરાઇ પડયાં અને કામદેવનું બાણ જેના વડે ચઢાવાય એવી કટિમેખળા કેડેથી છુટી પડી. પણ વેદનાને લીધે એની પરવા કર્યા વિના જ હું તો દોડી ને કેળના માંડવામાં પેશી ગઇ. ત્યાં મારી સખી સારાસકા હતી તેણે મને આશ્વાસન આપી કહ્યું-' તને મધમાખીઓ તો હજી યે બહુ લાગેલી છે, પણ ડરવા જેવું કશું નથી. ' જે સપ્તપર્ણને અમે જોવા આવ્યાં તે ઝાડ પાસે હવે હું ગઇ. કમળના તળાવવાળી મધમાખીઓનાં ટોળેટોળાં તેના ઉપર બેઠાં હતાં. પુનમના ચાંદા જેવા મધપુડાને છોડીને આજે એ બધી શરદનાં ફુલોમાં ભરાઇ બેઠી છે. અમારા સાથ માંની જે

સ્ત્રીઓ ત્યાં પહોંચી હતી તેમણે તો ફુલોના મોહમાં ઝાડની ડાંખળીઓ સુદ્ધાં બધી ચુંટી નાખી હતી. મારી સખીના ખભા ઉપર મારા ડાબા હાથનું કાંડુ ટેકવીને અને કમળસરોવર ભણી નજર રાખીને હું આગળ ચાલી રહી હતી. બધી જાતનાં કમળફુલ પુરેપુરાં ખીલ્યાં હતાં. બાગના રત્નસમાન આ સરોવરની સપાટી પક્ષીઓના શબ્દોથી ગાજી રહી હતી અને મધમાખીઓનાં ટોળાંથી છવાઇ રહી હતી. રાતાં ફુલ પ્રભાતની, સફેદ ફુલ ચંદ્રપ્રભાની અને શ્યામળાં ફુલ વાદળાંની યાદ આપતાં હતાં. મધમાખીઓનો ગણગણાટ અને હંસોના નાદથી ગગન ગાજી રહ્યું હતું. પાણીના ઉપરનાં મોજાં ઉપર ફુલ પવનથી હીંચકા ખાતાં હતાં ત્યાં મેં કલબલાટ કરતી બતકો, નર–માદાની જોડીએ ચાલતાં ચક્રવાકો અને ધોળાં પીછાંવાળા આનંદી હંસો જોયાં. પીળાં કમળ ઉપર બેઠેલી મધમાખીઓ સોનાની તાસકોમાં મુકેલાં નીલમ જેવી શોભી રહી હતી અને રેતીના કિનારા ઉપર રૂના જેવાં સફેદ પીછાંવાળાં હંસ શરદ્‌ના સુંદર હાસ્ય સાથે પોતાનું હાસ્ય ભેળવતા હતા.

પછી મેં નર–માદાની જોડીએ બંધાયેલાં અને પોતાના સ્નેહને લીધે પંકાયેલાં અનેક ચક્રવાકોને જોયાં. એમના રાતા રંગમાં પીળો રંગ ભેળવાયાથી એ રમણીના સ્તનના રંગ જેવાં બહુરંગી દેખાતાં હતાં. તળાવમાં રંગિત ફરસબંધી જેવાં લીલાં પાનનાં જે આસન બંધાઇ રહ્યાં હતાં તેના ઉપર કેટલાંક આવા ચક્રવાક આરામ લેતા હતા અને કેટલાક વળી આવાં પત્રાસનોની વચ્ચે વચ્ચે સોમલના જેવા રાતા રંગના, જાણે સ્નેહને લીધે જ રાતા બન્યા હોય એવા, પોતાની નારીઓના સ્નેહને પોષતા બેઠા હતા. જે વખતે તળાવમાંનો આ દેખાવ હું જોતી હતી તે વખતે એ ચક્રવાકોનો પરસ્પરનો સ્નેહ અને મમતા જોઇને, મારા મનમાં કાંઈ અગમ્ય વિચારો આવવા લાગ્યા. આ જન્મમાં નહિ અનુભવેલી એવી કાંઇ કલ્પના મને થવા લાગી અને એ ઉંડા વિચારમાં ને વિચારમાં મને મારો પૂર્વ અવતાર પ્રત્યક્ષ થઇ આવ્યો. એ પૂર્વ જન્મનું સ્મરણ થતાં જ મને મૂર્છા થઇ

આવી અને ચેતન વિનાના શરીરની માફક હું જમીન પર ઢળી પડી. જ્યારે મને ભાન આવ્યું ત્યારે જાણ્યું કે મારી આંખમાંથી તો શું પણ મારા વેદના-ભર્યા હૈયામાંથી પણ આંસુની નદી વહે જતી હતી અને મારી સખી કમળપત્રનો પડીઓ બનાવી તેમાં પાણી લેઈ આવીને મારા દુખભર્યા હૈયા ઉપર અને આંખો ઉપર એ પાણી છાંટતી હતી. હું ઉભી થઈ અને પાસેની કેળોની ઘટા અંદરની એક કુંજમાં પડેલી આસમાની કમળને યાદ કરાવતી કાળી શીલા ઉપર જઈને હું બેઠી. ત્યાર પછી મારા દુઃખમાં અને અશાન્તિમાં હૃદયથી ભાગ લેતા મારી સખી મને પુછવા લાગીઃ 'બેન, તને એકદમ આ શું થયું ? શું તને ચક્કર આવવા લાગ્યાં કે બહુ થાક લાગ્યો કે ખરેખર તને મધ-માખીએ ચટકો ભર્યો ?' મારી આંખમાંનાં આંસુ તો એ લુંછી રહી હતી, પણ મારા ઉપરના સ્નેહને કારણે એની આંખમાંથી આંસુ દડદડ વહે જતાં હતાં. વળી એ બોલીઃ 'તને આમ મૂર્છા શાથી આવી ગઈ? બેન, તું જે જાણતી હોય તે કહે કે જેથી જલદી તેનો ઉપાય થાય. તારૂં શરીર કથળી ન જાય એટલા માટે હવે ખોટી થવાય નહિ. દરદ બેશક કંઇક ભારે હોવું જોઇએ. બેપરવા કે બેદરકાર રહ્યે પાલવે નહિ. વાત હાથમાં હોય એટલામાં જ કંઇક ઉપાય કરી લેવો જોઈએ, નહિ તો માત્ર ઉઝરડો હોય તે પણ કોઢીના ઘા જેવો થઇ જાય.' સખીને કહી શકાય એવું એણે મને ઘણું કહ્યું ત્યારે મેં ઉત્તર આપ્યોઃ 'ભય જેવું કશું નથી. બેન, મને ચક્કરે આવ્યાં નથી, બહુ થાકી યે ગઇ નથી કે મધમાખીના ચટકા યે લાગ્યા નથી. પણ એ તો વચ્ચે જ બોલી ઉઠી કેઃ 'ત્યારે તું રંગ વિના ફીક્કા પડી ગયેલાં રામધનુ-ષની પેઠે મૂર્છા ખાઇને એમ ભોંય ઉપર કેમ પડી ગઇ ? બેન, તું તારૂં હૈયું ખોલ, હું તો તારી પ્રિય સખી છું.' નીલમ જેવી સુંદર કુંજમાં મે સખી સારસિકાને કહ્યું:– 'મારી પ્રિય સખી, પવનથી તુટી પડેલા પાનની પેઠે મૂર્છા ખાઇને હુ શા માટે ભોંય ઉપર પડી એ બધી હકીકત હું તને ટુંકામાં કહીશ. તું મારી નાનપણની સખી

